# જુનાગઢનો રાજા

# રા'મંડળીક.

મુળસંપાદક

**કેશવજી જેરામ વકીલ-ચોટીલા.**

સુધારા વધારા સાથે પ્રકાશક.

**મોતીલાલ છોટાલાલ વ્યાસ.**

ઊમરેઠવાળા.

ધી સત્યપ્રકાશ પ્રેસમાં છાપ્યો.

કાઠીઆવાડ અને મહીકાંઠા ગેઝેટના ગ્રાહકોને
પહેલી ભેટ.

++

# જુનાગઢનો રાજા રા'મંડળીક.

( એક ઈતિહાસીક સુબોધક વાર્તા )

મુળ સંપાદક.

**કેશવજી જેરામ વકીલ–ચોટીલા.**

++++

સુધારા વધારા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર

**મોતીલાલ છોટાલાલ વ્યાસ.**

પ્રેમ શતસહી, કુસુમગુચ્છ, છપ્પયશતક, રત્નહાર ઈત્યાદી
પુસ્તકોના કર્તા અને કાઠીઆવાડ અને મહીકાંઠા
ગેઝેટના અધિપતિ અને માલીક

**મુ. અમદાવાદ.**

સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નહાલચંદ તથા
ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું,
ઠેકાણું—ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૬૮—સન ૧૯૧૨.

આવૃત્તિ પહેલી, પ્રત ૨૦૦૦. આવૃત્તિ પહેલી.

કીંમત ૪ આના.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર સદા મહેરબાન ગોહીલ શ્રી,
શ્રીયુત્ જોરાવરસિંહજી હરીસિંહજી વજીર સાહેબ.
ઈમ્પીરિયલ લેનસર્સના કમાંડીંગ
ઓફીસર—ભાવનગર.

આપ વિદ્યા વિભૂતિથી વિભુષીત છો, ક્ષાત્રત્વયુક્ત છો, ઉત્તમ રીતિ નિતિથી ઉંચાધિકારને પામ્યાં છો, શ્રેષ્ટ ક્ષત્રીવીરને ઘટતી સર્વ સદ્‌ગુણ સંપતીવડે સર્વત્ર આપની સત્કીર્તિને ફેલાએલી છે વળી આપ રજપૂત—ગીરાશીઆ વર્ગની આબાદી અને ઉન્નતિને અર્થે તન મન ધનથી સર્વદા પુનિત પુરૂષાર્થ કરો છો, એ વર્ગ કેળવણીમાં આગળ વધે, તેમનામાં દાખલ થએલા બુરા યાને અહી તકર રીવાજો નાબુદ થાય, અને તેમનું શ્રેય સધાય તેને માટે આપ સંપૂર્ણ લાગણી ધરાવો છો, એ સઘળાથી આકર્ષાઈ ગીરાશીઆ વર્ગને બોધદાતા આ લઘુ ગ્રંથ આપને સઃપ્રેમ સમર્પણ કરૂં છું તો સ્વીકારવાને કૃપા થશે.

વસંત પંચમી }
સંવત્ ૧૯૬૮ }

કૃપાકાંક્ષી.
મોતીલાલ છોટાલાલ વ્યાસ.

# પ્રસ્તાવના.



સાંપ્રત સમયે આપણા ગુજરાતી વાંચકો વાર્તા-( નૉવેલ ) નાં પુસ્તકો વાંચવાની અભિરુચી કાંઇક અધિક દેખાડે છે, પછી તે વાર્તાઓ ભલે કેવળ કલ્પીત હોય, ઉરાંગ ઉટાંગ જોડકડાંથી જોડી કાઢી હોય, તેમાં ધર્મ કે નીતિનું એક બિંદુ પણ શોધ્યું ન જડતું હોય, બલકે ઉલટું તેનું વાંચન જન મનને તેમાં વિશેષે કરીને અધુરા જ્ઞાનવાળાને વિપરીત માર્ગે પ્રેરવામાં સબળ સાધનરુપ થાય તેમ હોય, વિનય-વિવેક અને મર્યાદાનું તેમાંથી સહજ પણ સદ્શીક્ષણ ન મળી શકે તેવું હોય, એક ઉપયોગી મનુષ્ય તરીકે દુનિયાંમાં નામ કાઢવાને કીંચીત બોધ દાતા થાય તેવું ન હોય, રસ એ વસ્તુનો જેમાં તદ્દન અભાવ જ હોય, અને માત્ર કૃત્રિમ રસથી જ, રસજ્ઞતાથી વિમુખ હ્રદયને મોહિત કરી નાંખે તેવું હોય, એવાં પુસ્તકો વાંચવા તરફ જન મન વિશેષ આકર્ષાતું જોઇએ છીએ, લેખકો પણ વાચકોને શું આપવાની જરૂર છે, તે જોવા-તપાસવાની જરાએ સ્પૃહા રાખતા નથી, ઘણા લેખકો બીચારા તો તે જોવા-તપાસવાની શક્તિથીજ રહિત છે, સંસ્કાર વિનાના છે. એટલે જ્યાંથી-ત્યાંથી વીણી લાવી-બીજેથી ચોરી કરીને ગ્રંથકાર તરીકે બહાર પડવાની હોંસ-હ્રદયમાં રાખે છે. પછી તેવાઓનાં પુસ્તક હિતકર કે હ્રદયકારક કેવી રીતે થઇ શકે? અસંસ્કારી વાંચકોને તો તે પ્રિય થાય છે! કારણ કે તેમનામાં તત્વ તપાસવાની તાકાદ નથી. સારૂં ખોટું, સાચુ-જુઠુ સમજવાની શક્તી નથી, તેઓ તો દળદાર પોચું-થોથું જોઇ પ્રસન્નતાને પામે છે, અને અલંકારિક નામ અને બાહ્ય સુંદરતાથી તેનાં

વખાણ કરવા વળગી પડે છે, વળી જ્યાં વાંચકોની આવી સ્થીતિ હોય, તેઓ બિચારામાં સારૂં ખોટું પારખવાની–શ્રેય–અશ્રેય સમજવાની શક્તી ન હોય ત્યાં સારા લેખકોને પોતાના વિચાર છુપાવી રાખી વાચકોની પ્રસન્નતા મેળવવાને માર્ગે વિચરવું પડે, એમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ તેથી સમાજને હાની થાય છે, સમાજ સ્થીતિ અત્યારે બહુ દુર્બળ દ્રષ્ટીએ પડે છે. શારીરીક અને માનસિક બળ ક્ષય પામતું જતું જોઇએ છીએ, પ્રમાણીક આચાર–વિચાર, નિર્મળ નીતિ–કૃતિ–શુદ્ધ રહેણી કરણી, દ્રઢ વર્તન યાને મજબુત મનોબળ, સ્વભોગ આપવાની ઉત્કૃષ્ટ ઇચ્છા, અને પ્રાણાન્તે પણ સત્ય વૃત નહીં તજવાનો નિશ્ચય આજે ક્યાં છે? તેવું વાંચન વાચકોના કર કમળમાં આપવું જોઇએ તે કોણ આપે છે? વાર્તાઓ એ પુર્વના કે હાલના જમાનાનું–જન સ્થીતિનું, તેની નિતિ કૃતિનું–આચાર–વિચારનું ચિત્ર દર્શાવે છે, નાટકો તેનું સત્ય સ્વરૂપ કાંઇક વિશેષ અસર કર્તા થવાને યોજાય છે, ભજવાય છે. એ બંનેમાં વસ્તુ એવી હોવી જોઇએ કે જે જન વર્ગને વિપરીત માર્ગે દોરવામાં સબળ સાધન રૂપ ન થાય. આધુનિક સમયે પ્રસીદ્ધીમાં આવતાં વાર્તાનાં પુસ્તકો–અને નાટય પ્રયોગો કાર્ય સાધક કેટલાં અને કેવાં થાય છે? એ તો જરા જુઓ! હા! કાર્ય સાધક થાય છે, નિરીક્ષા કરી જુઓ. અધર્મ–અનાચાર વૃદ્ધી પામ્યો છે, કિલમીષનો કિચડ જામ્યો છે, વિવેક–વિનયનો વિલય થયો છે! પ્રેમનો જ્યોતિ ઝાંખો પડ્યો છે. સેવ્ય સેવક ભાવ નષ્ટ થઇ ગયો છે! વડિલો પ્રત્યે પુજ્ય બુદ્ધી, અને સાચી સ્વામિ ભક્તિ તો છેજ ક્યાં? મર્યાદા એ તો મનુષ્યને કેવળ બંધન રૂપ સમજાય છે! પતિ પતિન વચ્ચે પિતા–પૂત્ર વચ્ચે ભાઇઓ ભાઇઓમાં અને કુટુમ્બમાં સર્વત્ર વેર ઝેરનોજ વાસ, અને ઉચ્છંકળતા–સ્વચ્છંદતાનુંજ

પ્રબળ પ્રસરી રહ્યું છે ! હવે તેનું વાસ્તવીક કારણ શોધીએ તો સંસ્કારી જીવણીની ખામી, અને ખરાબ વાંચન એ સીવાય અમને તો બીજું કશું માલમ પડતું નથી. જૂની આંખે ઘણા નવા તમાસા જોઇએ છીએ. કદાચ તેમાં અમારી દૃષ્ટીનો પણ દોષ હોય ! છતાં કહેવું જોઇએ કે ઢંગ ધડા વગરની કલ્પિત નોવેલો અને કનિષ્ટ પંકિતનાં નાટકોએ સમાજનું અપાર અનિષ્ટ નિપજાવ્યું છે. અને જ્યાં લગી પ્રજા કેળવણીથી કમનશીબ છે, સંસ્કારી કેળવણીથી યુક્ત થઈ નથી, ત્યાં સુધી તેનો અટકાવ થવો સંભવેજ કેમ ? ગ્રાહકોની મોટી સંખ્યા જે માગે તે આપવાની લેખકોને કે નાટ્યકારોને તત્પરતા રાખવીજ પડે ! પછી તેમાં કદાચ સાહિત્ય સ્મૃદ્ધિમાં વૃદ્ધી થવાને બદલે જે છે તે પણ કચરાથી ઢાંકી દેવામાં આવતું હોય, ભાષાનું ભૂષણ વધવાને બદલે ઘટી જતું હોય, વિચારનું વૈચિત્ર્ય સ્પષ્ટ દેખાઇ આવે તેવું હોય, જનમન તેના સ્વભાવ પ્રમાણે ખચીત ખોટાનું અનુકરણ ઉતાવળે કરે તેવું હોય, તેની સ્પૃહા કોણ રાખે ? એ સ્પૃહા રાખે તો મૂર્ખ વાંચકોને મોહિત કરી સ્વસ્વાર્થ સીદ્ધ કરવાનો લાભ ક્યાંથી ચાખે ? વળી સાંપ્રત સમયે ખેદયુકત તો એ છે કે લેખકો ઉપર કોઇનો યત્કીંચીત અંકુશ નથી. સ્વર્ગસ્થ શ્રીયુત નવલરામ ભાઇની હયાતી હતી. ત્યાં સુધી તેઓ પોતાની દૃષ્ટીએ આવેલા પુસ્તકને ટીકા વિના પસાર થવા દેતા નહીં. ક્ષુદ્ર લેખકો તો તેમનાથી ધ્રુજતા હતા, છુપાઇ જતા હતા. તે વખતે તેનું પરિણામ એ આવતું કે કચરાપટ્ટી લેખકોનો રાફડો ઉભરાઇ નીકળેલો જોઇ શકતા નહિ, હાલ તો રાફડો ફાટયો છે ! અને " હમબીડીય " તેની પેઠે જ્યાં જુઓ ત્યાં લેખકો ને ગ્રંથકારોનો ઓઘ દૃષ્ટીએ પડે છે ! હળદરને ગાંઠીએ ગાંધી ગણા-

વનારા આવા લેખકોને–ગ્રંથકારોની વ્રદ્ધી થવાથી સારાઓની કદર થતી નથી. ધર્મ–નીતીના સુબોધક અને શ્રેયસાધક ગ્રંથો તેના યોજકો છપાવતાં આંચકો ખાય છે–કદાચ છપાવવાનું સાહસ કરે છે તો તેમના ગ્રંથોને ઉધઈ ખાય છે વળી ગ્રંથકારોના સબંધમાં એમ પણ છે કે “ નામીચો ચોર માર્યો જાય ને નામીચો શાહ રળી ખાય” તેની પેઠે નામીચા માણસોના ગ્રંથો ત્વરાએ પ્રસીદ્ધીને પામે છે. તેને ઉત્તેજન મળે છે. પછી ભલેને તે નિરસ અને નમાલા હોય. ઘણા ગ્રંથકારો આ નિયમાનુસાર ખાટી જાય છે. વર્તમાન પત્રકારોએ એવી રીતે લાભ ખાટવાને ખાતર પોતાના ગ્રાહકોને પુસ્તકો ભેટ આપવાની પદ્ધતિ ગ્રહણ કરી છે, અને તેમાં ગ્રાહકો વધારવાનોજ મુખ્ય ઉદ્દેશ હોય છે. ઠીક છે એથી, પણ ગુજરાતી વાંચકોમાં વાંચનનો શોખ વધે, એથી વિશેષ શું જોઈએ ? ગુજરાતી પ્રજામાં વાંચનનો શોખ બહુ ઓછો છે, ક્યાંથી હોય ? જ્યાં કેળવણીજ નથી, સ્ત્રી વર્ગમાં તો બહુધા તેનો અભાવજ છે, ત્યાં વાંચે કોણ ? બાકી વાંચનની અભિરૂચી વધારવાનો પત્રકારોનો પુરૂષાર્થ પુનિત છે, પ્રસંશનિય છે અને તેથી અમારા બીજા ભાઈબંધોનું અનુકરણ કરી અમે પણ અમારા ગ્રાહકોને ભેટ આપવા ઘણા ઉત્સુક બન્યા હતા. બહુ મુદત પહેલાં અમે અમારો તે વિચાર જાહેર પણ કરી ચુકયા હતા. પણ કાંઈક અણધાર્યા સંજોગોને લઈને તો કાંઈક પુસ્તકની પસંદગી કરવામાં નિયમીત કાળ વ્યતિત થઈ ગયો, અમારો મનનો વિચાર મનમાં રહ્યો, તે છેવટે હમણાં અમે અમલમાં મુકીએ છીએ, અમારા પત્રના કૃપાવંત ગ્રાહકો મોટા મનના–ઉદાર અંતઃકરણના, સંતોષી અને ભેટના પુસ્તકની ભુખ વગરના છે, તેથી તેમણે તો કદી માગણી પણ નથી કરી. પણ અમારા

બીજા ભાઇઓ ધો જે માર્ગે ગતિ કરતા હોય તે તરફ અમે અમારી વૃત્તિનું વલણ ન રાખીએ તો એ વિવેકથી વિરૂદ્ધ અને કાંચીત કૃપણતાનો ભાસ આપનારૂં કહેવાય, ! તેમ ન થાય તેટલા માટે અમારા દસમા વર્ષની શરૂઆતે "રા' મંડળીક" ના પુસ્તકની પહેલી ભેટ આપીએ છીએ, વાર્તા ન્હાનકડી છે, પણ નીતિનો બોધ આપનારી છે, અનિતીવાન પાસવાનના પંજામાં સપડાએલા રાજાની કેવી અધમાવસ્થા થાય છે ? દુરાચારને પંથે પળનારાની સ્થીતિ પરિણામે કેવી વિછીન્ન થઇ જાય છે, તેનું આ પુસ્તક યથેચ્છ દીગ્દર્શન આપે છે, અને તેથી જે વર્ગમાં અમારૂં પત્ર વંચાય છે, જેમના હાથમાં આ ભેટનું પુસ્તક જવાનું છે તેમને તે અતિ ઉપયોગી બલકે સર્વદા જાગૃત રાખનાર થશે, પ્રિય થઇ પડશે એમાં કાંઈ સંશય નથી. અમારૂં આ પુસ્તક પોથા-થોથા જેવું અતી દળદાર નથી, ઘણું ન્હાનું છે; પણ સુબોધ સુધાથી ભરેલું છે ! તેનું વાકયે વાકય, શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર અંતરમાં કોતરી રાખવા યોગ્ય છે ! પાષાણ પ્રૌઢ હોય છતાં તેનાથી કંઇ નાનકડા રત્ન જેવું ભવ્ય ભુવન ઝળાં ઝળાં થઇ રહે નહીં, અલંકારમાં પાષાણ ઓપે નહીં. અલંકારમાં તો રત્નજ જોઇએ તેમ આ ન્હાનું પણ હૃદય મંદીરને દીવ્ય દીપાવનાર અજ્ઞાન તિમીર ટાળનાર પુસ્તક સુજ્ઞ વાચકો બીજાને મુકાબલે અણમોલ યાને અનુપમ ગણશે, એમ માનવામાં ખોટું શું છે ? ઉક્ત પુસ્તક મુળ અમારા એક મિત્ર ચોટીલા નિવાસી રા. રા. કેશવજી જેરામ વકીલે લખીને મોકલાવ્યું હતું. તે તથા તેમનાં બીજાં પુસ્તકો વાંચીને તેમની શોધક બુદ્ધી-સાહિત્ય પ્રેમ, અને જન હીત માટેની લાગણી જોઈ અપરીચીત સ્થાનમાં પણ એવાં નર રત્નો પડેલાં છે, તે જોઇ અમને સાનંદાશ્ચર્ય

ઉપજ્યું. ઇતિહાસિક દૃષ્ટિએ જોઇએ અથવા ધાર્મીક દ્રષ્ટીથી જોઇએ તો સૌરાષ્ટ્ર ( કાઠીયાવાડ ) નો પ્રદેશ ગુર્જર ભુમીમાં સર્વોત્તમ છે અનેક રત્નોથી યુક્ત છે અને તેથી એક કવિયે કહ્યું છે કેઃ—

**सौराष्ट्र पंचरत्नानी, नदी नारी तुरंगमा ।**
**चतुर्थे सोमनाथंच, षंचमेहरी दर्शन. ॥**

જે દેશનું આવું મહાત્મ છે, એ દેશની રત્નરૂપ ઈતિહાસીક વાર્તાઓ શોધીને પ્રસીદ્ધીમાં મુકાય તો રાજવંશી કોમને બલકે પ્રજા સમસ્તને તે ધડા રૂપ થાય. રાજવંશી કોમ આધુનિક સમયે અધોગતીને પામી છે, તેમને તેમની પૂર્વ સ્થીતિનું ભાન કરાવી–અધમાવસ્થા પ્રાપ્ત થવાનાં સત્ય કારણો સમજાવી, બોધવામાં આવે તો તેઓની આંખ ઉઘડે, પોતાની સાંપ્રત સ્થીતીનો વિચાર કરી ઉન્નતિને માટે કાંઇક વિચાર કરી શકે એ હેતુ પાર પાડવામાં આવી વાર્તાઓ ઉપયોગી છે. અને એ ઉપયોગી કર્તવ્ય બજાવવામાં રા. કેશવજીભાઇએ અમારા ઉપર બલકે આપણી રાજવંશી કોમ ઉપર મહત્ ઉપકાર કર્યો છે એમ કહેવામાં કંઇ અતિશયોક્તી જેવું નથી. રા. કેશવજીભાઇએ આ મુળ પુસ્તક લખેલું તેમાં ઘટતો સુધારો વધારો કરવાની અગત્ય અમે સ્વીકારી છે તેમ છેવટ લંબાણ ઉપસંહાર લખી રજપુત–ગરાશીઆની પડતીનાં વાસ્તવીક કારણનું વિવેચન કર્યું છે, અને તે કરૂણારસીક છે કે જેથી તે વાચકોને પ્રિય થઇ પડયા વીના રહેશે નહીં.

બેશક કેટલાક પત્રકારો પોતાના ગ્રાહકોને ઇતિહાસ મીશ્રીત નવલ કથાઓ ભેટ આપે છે અને તેમાં બ્રટીશ રાજ નીતિની ખામી અને બ્રીટીશ અમલદારોના વર્તનનું વીપરીત ચીત્ર વાચકો સન્મુખ રજુ

કરે છે, તેમ કરવામાં તેમનો હેતુ ગમે તેવો સારો હોય, દેશહિત કે જનહિત માટેનો હોય, પણ તેનું સુપરિણામ સંભવતું નથી, અમને તો તેથી જન વર્ગના મોટા ભાગના મન ઉપર ખચીત ખોટીજ અસર થતી ભાસે છે અને તેનું ખરૂં કારણ વાચકોનો મોટો ભાગ અધુરા જ્ઞાનવાળો છે, અપૂર્ણ કેળવાએલો છે, તેમના હાથમાં એવાં પુસ્તકો આપવાં તે માંકડાને મુક્તા માળા આરોપવા જેવો અથવા તો મુર્ખને શસ્ત્ર સોંપવા જેવો અનુચિત આચાર છે, બંગાલી સાહીત્યમાં એવાં પુસ્તક ઘણાં છે, અને તેનું ભાષાન્તર કરી છાપવાનો પવન ગુજરાતી પત્રકારોમાં પ્રસર્યો છે, તેમનો પુરૂષાર્થ જેટલો અમંગળ છે તેટલોજ અપ્રાસાંગીક છે. પ્રાંસાંગિક તો એ છે કે રાજકીય પ્રગતિ કરતાં લોકો ધાર્મીક, નૈતિક, અને વ્હેવારીક સુધારણામાં આગળ વધે, પ્રથમ તેનીજ જરૂર છે, કારણ કે જ્યાં લગી પ્રમાણીકપણું સુરક્ષીત રાખવાનું મનોબળ નથી, આચાર વિચાર વિશુદ્ધ નથી, સ્વસ્વાર્થ ત્યાગી—સ્વભોગ આપવાની શક્તિ પ્રાપ્ત કરી તથી, ત્યાં લગી રાજકર્મચારીઓના દોષ દર્શનથી લાભ શું? “ પારકા સુખે અને પોતાના દુઃખે ” બળી મરવા જેવો એતો મલીન મનોભાવ કહેવાય. એવો ભાવ સ્પષ્ટ દૃષ્ટી ગોચર થાય એવાં પુસ્તકો પ્રસીદ્ધ કરવાને બદલે જેની આપણે જરૂર છે તેવાં પુસ્તકો પ્રસીદ્ધિમાં મુકાય તો ઘણું સારૂં. અમે તેજ માર્ગ લીધો છે અને તે રાજા પ્રજા ઉભયને હિતકર—પ્રિયકર થશે. એમ અમે માનીએ છીએ. અને અભીલાષા રાખીએ છીએ કે જે ઉદ્દેશથી અમે આ પુસ્તકની અમારા શાણા વાંચકોને ભેટ આપવા યોગ્ય ધાર્યું છે તે હેતુ યથાર્થ રીતે પાર પડશે, અને શાણા વાંચકો આ પુસ્તકને સઃપ્રેમ આવકાર આપશે.

" શરૂઆતે બહુ દોડવાથી થાકી જવાય છે " એ સુત્ર લક્ષમાં રાખીને ધીરે ધીરે આગળ વધવાનો વીચાર અમે રાખ્યો છે, એટલે જેમ બે ફરમાથી અમારા પત્રની શરૂઆત કરી; હવે છ ફરમાનું પત્ર પ્રસીદ્ધ કરીએ છીએ; તેમ ભેટનું પુસ્તક પ્રારંભે ન્હાનકડું આપી આગળ જતાં અધીક મહત્વ અને તત્વવાળાં દળદાર પુસ્તકો ભેટ આપવાની અમે અભીવાંચ્છના રાખી છે. પરમકૃપાળુ પરમેશ્વરનીકૃપા અને અમારા સુજ્ઞ આશ્રયદાતાઓની સહાયતા વડે અમે તેમાં સર્વાંશે સફળ થઇશું. તથાસ્તુ !

વસંત પંચમી. ૧૯૬૮.
રાજનગર.

**મોતીલાલ છોટાલાલ વ્યાસ.**



# અગાઉથી આશ્રય આપનાર સદગૃહસ્થોનાં નામ.

## ચોટીલા.

૧૦ મે. થાણદાર સાહેબ પ્રભાશં-
કરભાઇ સાહેબ.
૧૦ મે. ચીફ કો. ઈનાયત
તુલાભાઇ સાહેબ.
૧૦ ખાચર શ્રીસુરગભાઇ
શાકળભાઇ.
૫ ખાચર શ્રીભોજભાઇ વાઘા.
૫ ખાચર શ્રીઆલા જસા.
૧ કામદાર ધર્મશી ગોરધન.
૧ કામદાર લક્ષ્મીચંદ પીતાંબર.
૨ આજમ હોસ્પીટલ આસી-
સ્ટંટ સાહેબ.
૫ માસ્તર સા તલકશી ધારશી.
૧ અવલકારકુન સા. પ્રભુલાલ-
ભાઇ માણેકલાલ.
૧ કારકુન આણંદજી ગલા.
૨ ખાચર દેશા મેરામ.
૫ ધાંધલ દેવાઇત રાણા.
૨ ભગત ધારશી ઝવેર.
૧ શા. ગોવીંદજી તારાચંદ.
૧ શા. હીરાચંદ જેઠા.
૧ કોઠારી હરજીવન હીરાચંદ.
૧ પારેખ ગુલાબચંદ કરમચંદ
૧ શા. રાયચંદ વેલશી
૨ શેઠ વલીભાઇ જાનુભાઇ.
૧ શા. સુખલાલ મોતીચંદ.
૧ વીપ્ર જગન્નાથ અંબારામ.
૧ શા. ઠાકરશી મોતીચંદ.
૨ શા. ઉજમશી રૂપચંદ.
કામદાર.
૧ કામદાર ખીમચંદ વલવ.
૧ ઠકર ભુરા વાલજી.
૧ શા. વનમાળી તલકશી.
૧ કોઠારી ઝવેરચંદ હીરાચંદ.
૧ શા. નાનજી નથુ.
૧ વોરા ગુલાબચંદ ઝીણા.
રેશમીઆ.
૨ ખાચર કાંથડ દાદા

## ભીમોરા.

૨ ખાચર જીવા હમીર.

## મેવાસા.

૧ ખાચર હમીર મેરામ.
૧ ખાચર ભાણ ગીગા.

## સુખસર.

૨ ખાચર રાવત દેસા.
૧ શા. શીવલાલ છગનલાલ.

## આણંદપુર.

૧ ખાચર દાના કાંથડ.
૧ ખાચર દેશા ભોજ.
૧ ખાચર જીવા મેસુર.
૧ કામદાર ત્રીભોવન કેશવજી.
૧ કામદાર લક્ષ્મીશંકર લાધા
ભાઈ.

૧ કામદાર કરશન મુળજી

**કુંદણી.**

૧ ખાચર લાખા રામા.

૧ ખાચર ઉનડ ચાંપરાજ.

૧ શા. માધવજી શીરાજ.

૧ શા. કાળીદાસ પાનાચંદ.

**રાજકોટ.**

૨ વકીલ બલવંતરાયભાઈ જેશંકર છાયા.

૨ વકીલ અમૃતલાલભાઇ રણછોડદાસ.

૨ વકીલ ભગવાનજીભાઈ દલપતરામ શુકલ.

**જસદણ**

૧ આજમ નથુરામભાઈ નારણજી મુનસી દફતરના અધીકારી સાહેબ.

૧ આજમ મગનલાલભાઇ ઘેલાભાઇ ન્યાયાધીસ સાહેબ.

૧ માસ્તર હરજીવનભાઈ સુકલ.

**થાંનગઢ**

૫ આજમ હરીલાલભાઇ થાંન વહીવટદાર સાહેબ.

**રાજુલા**

૧ ધાંખડા રાણીંગભાઇ રામભાઇ.

૫ રાજગોર પીઠસ દામજી.

**કુંડલા**

૧ રાજગોર ધુના લાધા.

**બેલા**

૨ રાજગોર રાજા જીવા

**ભડલી**

૧ રાજગોર મહાદેવ સાંગા.

૧ રાજગોર પુંજા દેવદાસ.

**દડવા**

૧ કામદાર ત્રીભોવન

૧ વાળારામ માત્રા

**ડેડાણ**

૧ ડેડણ લાઇબ્રેરી

**ઉગામેડી**

૫ માસ્તર આપા રામજી

**વણથલી**

૫ માસ્તર છગનલાલ ગોપાલજી.

**બોટાદ**

૧૦ માસ્તર ગોવીંદજીભાઇ.

**ઢોકળવા**

૧ ખાચર નાનહાથીયા

૧ ખાચર વીકમશી માણસીઆ.

**સણોસરા**

૧ ખાચર ભાણુસાંગા.

૧ ખાચર અમરાસાંગા.

૧ કામદાર કેશવજીદેવજી

॥ श्रीकृष्णाय नमः ॥

# સર્વે ગોસ્વામિ બાળકોના આશ્રય હેઠળ ચાલતી આવેલી જુનામાં જુની શ્રીરાધાકૃષ્ણ મુગુટ શૃંગાર.

## સ્થાપિત સને ૧૮૫૫.



હમારે ત્યાં સમય સમયના તથા દરેક ૠતુને અનુસરતા સાચી જરીના શ્રી ઠાકોરજીના મુગટો સર્વે શણગાર તથા આભુષણો બને છે તેમજ શુદ્ધ અત્તર અરગજા, ચુવાચંદન, તુલસીની માળાઓ, કંઠી, ચાંદીના તથા લાકડાના તરેહ તરેહનાં રમકડાં રેશમી પવિત્રાં શ્રી ઠાકોરજીની તથા શ્રીગોસ્વામિ બાળકોની છબીઓ તથા વૈષ્ણવ સંપ્રદાયના પુસ્તકો વીગેરે વૈષ્ણવોપયોગી ઘણી જાતની પવિત્ર ચીજો આ કાર્યાલયમાં મળે છે અને એ બાબત ઘણા ગોસ્વામિ બાળકોના તથા ભગવત્કૃપાપાત્ર વૈષ્ણવોના પ્રમાણપત્રો અમોને મળેલા છે માટે બધા વૈષ્ણવભાઈઓને અરજ કરવામાં આવે છે કે શ્રીઠાકોરજીના પવિત્ર શણગાર માટે અમારા કાર્યાલયની મુલાકાત લેવી અગર પત્રવેહેવાર કરવો તેમજ ઉપરની ચીજો અમને ઓરડૅર મલેથી વખતસર તથા વ્યાજબી ભાવે વી. પી. થી મોકલી આપીશું.

અમદાવાદ.<br>શ્રીનટવરલાલના મંદીર પાસે<br>ડોશીવાડાની પોળમાં.

**નારણદાસ કાશીદાસ**<br>મુગટવાળા.

મહીકાંઠા, રેવાકાંઠા

અને

પાલણપુર ગઝેટ

દર રવિવારે સવારે

પ્રગટ થાય છે.

# જુનાગઢનો રાજા રા'મંડળીક.

( ઇતીહાસીક સુબોધક વાર્તા.

## પ્રકરણ ૧ લું.



જીર્ણ દુર્ગ યાને જુનાગઢની ગાદીએ ઘણા ચુડાસમા રજપુત રાજાઓ થઇ ગયા, તેમાં સૌથી છેલ્લો રા'મહિપાળનો રા'મંડળીક ઈ. સ. ૧૪૫૧ માં ગાદીએ આવ્યો હતો, એ રા'મહિપાળે મંડળીકને ઘણો શ્રમ લઈ સારો વીદ્યાભ્યાસ કરાવ્યો હતો. મંડળીક અભ્યાસમાં ઊત્સાહી હોવાથી તેણે ઘણી વીદ્યા સંપાદન કરી હતી, તેમાં વિશેષે કરીને ધનુર્વિદ્યામાં પરિપૂર્ણ પ્રવીણતાને પામ્યો હતો.

મંડળીકની માનું નામ મોદલ દેવી હતું. એ બાઇ ખરેખરાં પવિત્ર, બુદ્ધિશાળી, અને ધર્મનીષ્ટ હતાં, એટલુંજ નહીં પણ ક્ષત્રી બાળાને ઘટતી સર્વ સદગુણ વિભુતી અને ક્ષાત્રત્વથી યુક્ત હતાં.

રા'મંડળીકનું સગપણ અરઠીલાના ગોહીલ રાજા અરજણની કંન્યા કુંતાદેવી સાથે થયું હતું, પણ અરજણ ગુજરી જવાથી એ કુંતાદેવી

તેના કાકા દુદાને ત્યાં ઉછરી હતી, કેમકે દુદા સીવાય એ પૂત્રીને સંભાળનાર બીજું કોઇ નહોતુ. અરજણને ગાદી વારસ પૂત્ર નહોવાથી રાજ્યપદ દુદાને પ્રાપ્ત થયું, અને તેણે કુંતાદેવીનું લગ્ન રા'મંડળીક સાથે ભારે ધામધુમથી કર્યું.

કુંતાદેવી પરમ હરિભક્ત, સત્યવક્ત, અને શિયળપરાયણ સુંદરી હતી, અને કાકાને ત્યાં ઉછરવા છતાં સ્વભાવિક સંસ્કારથી એક સર્વોત્તમ સતી તરીકે પોતાના પવિત્ર ચરિત્રનું તેણે દીગ્દર્શન આપ્યું હતું.

આ વખતે અમદાવાદની ગાદી ઉપર મહમદ બેગડો રાજ્ય કરતો-હતો, સૌરાષ્ટ્ર પણ તેના સર્વોપરી આધીપત્ય નિચે આવ્યું હતું. એ મહમદ બેગડાએ ગમે તે કારણથી રા'મંડળીકને અરઠીલાના દુદા ગોહીલ ઉપર ચઢાઇ લઈ જવાની આજ્ઞા કરી. એક બાજુએ મહમદશાહની આજ્ઞા, અને બીજી બાજુએ દુદા સાથે રા'મંડળીકને સગપણનો સંબંધ, તેથી તેની સ્થીતિ "સુડી વચ્ચે સોપારી" જેવી થઇ, છતાં રજપુતીનો નેક ટેક નીભાવવાને તેણે મહમદશાહની આજ્ઞા માથે ચઢાવી. રજપુતો સાચા સ્વામિભક્ત હોય છે, તેનું ઉત્તમ દ્રષ્ટાંત પોતાના વર્તનથી પ્રતિપાદન કરી આપ્યું. રા'મંડળીક દુદા ઉપર ચઢાઇ લઇ ગયો, અને દ્વંદ યુદ્ધમાં દુદાને સ્વહસ્તે હણ્યો. તેની રાજધાની અરઠીલા ઉજડ કરી.

એજ સમયમાં જુનાગઢથી દક્ષિણે ૭ કોસ ઉપર દાંતરાણા ગામમાં હરજોગ ચારણ રહેતો હતો, તેને ઘેર એક દેવાંશી કંન્યાનો જન્મ થયો, અને તેનું નામ નાગબાઇ રાખવામાં આવ્યું. સામાન્ય રીતે ચારણો દેવી પુત્ર કહેવાય છે, તેમાં નાગબાઇતો સાક્ષાત્ત જોગમાયાનો અવતાર છે, એવી ખ્યાતી સર્વત્ર સોરઠમાં ચાલી રહી. લોકો નાગબાઇ પ્રત્યે દેવી તરીકેજ આસ્તા રાખતા હતા, અને પુજ્યભાવ બતાવતા હતા.

નાગબાઇની વચન સીદ્ધી નીહાળી ઘણા દુર દેશના લોકો તેના દર્શનાર્થે આવતા, તેની માનતા કરતા, અને વરદાન માગતા હતા, તેનો શ્રાપ ન લાગે તેટલા માટે સર્વ કોઇ વિવેક વિનયથી આર્જવ કરતા હતા. વાસ્તવીકરીતે સ્ત્રી જો પતિવૃતમાં પ્રપૂર્ણ હોય તો તે સતિજ છે, દેવી ભગવતી સમાનજ છે, પ્રભુને તે પ્રિય છે, જેથી તેની પ્રસન્નતા અભિષ્ટ પ્રાપ્ત કરાવે છે, અને અપ્રસન્નતા નિકંદન કાઢી નાખે છે, તો દેવી નાગબાઈ સતી શીરોમણી રામારૂપે અવનીતલમાં અવતરેલાં ઇશ્વરી હતાં, તો પછી તેમનું દેવત્વ દ્રષ્ટીગોચર થાય, તેમાં આશ્ચર્ય શું?

દેવી નાગબાઇનાં લગ્ન શ્વસુર પાંસળીયા નામે ચારણ સાથે થયાં હતાં, તેનાથી નાગબાઇને નાગાજણ નામે પૂત્ર થયો, એ નાગાજણ લાયક વયનો થતાં તેનાં મીણબાઇ નામે ચારણ કન્યા સાથે લગ્ન કર્યાં. મીણબાઈ પણ સાસુ જેવી સદ્‌ગુણ સંપન્ન, સૌંદર્યતાથી દેવાંગનાને પણ શરમાવે તેવી શ્રેષ્ટ, અને શિયળપરાયણ વર્તનાર સાધ્વી હતી.

દેવી નાગબાઇ અને તેનું કુટુમ્બ જુનાગઢ સમીપ નેસ બાંધી રહેતું હતું, અને ગાયો ભેંશો ઇત્યાદી ઢોર પાળી આનંદમાં દીવસ નિર્ગમન કરતું હતું. પાપ, પ્રપંચ, અનીતિ કે અનાચારે એ સ્થાનમાં પ્રવેશ કરવાની હીંમતજ કરી નહોતી. કળીકાળ છતાં તેની વિક્રાળ જ્વાળનો એ સ્થાનને સ્પર્શજ થયો નહોતો, તેતો દેવી નાગબાઇના દૈવતથી ડરીને દુરજ નાસતો રહેતો હતો. ખરી રીતે અત્યારે પણ ભરવાડ રબારી અને ચારણના નેસડામાં તેનો પ્રવેશ થએલો ભાગ્યેજ ભાસે છે, મોટાં શહેર અને નગરોમાં વસનાર, ભવ્ય અને મનોહર મંદીરોમાં નિવાસ કરનાર, જે આનંદ અને શાન્તી અનુભવતાં નથી, તે આવા નેસડામાં વસનાર અનુભવે છે, સુખમાં કલ્લોલ કરે છે,

અને તેમનું ચરીત્ર પવીત્રતાથી પૂર્ણ ભાસે છે, મલિનતા તો તેમનાથી દુરજ નાસે છે. વળી શાન્તીનું સ્થાન, ખુલ્લી હવા, ને નચિંત ઉદ્યોગથી તેમનાં તન મન દ્રઢ અને સર્વદા નીરોગી રહે છે. નાગબાઇ કુટુમ્બ સાથે એવાજ સ્થાનમાં વસતાં હતાં, છતાં ઇશ્વરીનો અવતાર હોવાથી ભુત, ભવીષ્ય ને વર્તમાનની વાત તેમના ધ્યાન બહાર નહોતી.

રા' મંડળીકના રાજ્યમાં એક બાજુએ નાગબાઇ દેવીનો વાસ હતો, ત્યારે બીજી બાજુએ એજ વખતમાં ભક્ત શિરોમણી નરસીંહ મહેતો પણ જુનાગઢમાં થયા. આ નરસીંહ મહેતો પૂર્વના સંસ્કારથી શ્રી કૃષ્ણ પરમાત્માની અન્યન્ય ભક્તી કરતા હતા. તેમની પ્રેમ લક્ષણા ભક્તિથી તેઓ શ્રી કૃષ્ણના નિજ ભક્ત ગણાયા. કેવળ હરિનું ભજન-કિર્તન એજ તેમણે પોતાનું કર્તવ્ય માન્યું હતું, અને તેમાંજ સર્વદા-સર્વથા તેઓ તલ્લીન રહેતા. મહેતાને એક કુંવરબાઈ નામે દીકરી, અને શામળશા નામે પૂત્ર, એ બે સંતાનો હતાં.

મહેતો સંસારી છતાં હરિકીર્તન એજ પોતાનું કર્તવ્ય, અને કૃષ્ણ પરમાત્માની કૃપા પ્રાપ્ત કરવાનો હેતું, એટલુંજ પોતાના લક્ષ્ય બીંદુમાં તેમણે રાખ્યું હતું. અને તેથી તેને અનુસરતોજ તેમનો વ્હેવાર હતો. તેમનો રાગ માત્ર પ્રભુ પ્રત્યેજ હતો, પૂત્ર, પત્ની કે પુત્રીપર તેમનો રાગ નહોતો, તેથી જ્યારે તેમનાં પત્ની સ્વર્ગસ્થ થયાં, ને એ વૃતાંત સાંભળ્યો, ત્યારે શોકગ્રસ્ત નહીં થતાં એજ ઉદગાર કાઢયો કે.—

"ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ."

નરસીંહ મહેતાએ સંસારનો ત્યાગ કર્યો નહોતો, તેથી સંસારી વીટમ્બણા તેમની પાછળ વારંવાર વીંટાઇ વળતી હતી; પણ એ વીટમ્બણા વીછીન્ન કરી નાખવાને તેમણે શ્રી હરીનેજ સોંપી રાખ્યું હતું. શ્રી હરી પ્રત્યેક પ્રસંગે મહેતાને સહાય કરતા; તેમનો વ્હેવાર નિભાવતા,

કુંવરબાઇના શ્રીમંત સમયે, અને શામળશાના વિવાહમાં પ્રભુએ પડછે બતાવી મહેતાની લજ્યા રાખી હતી. તેમ પરદેશી યાત્રાવાશીને લખી આપેલી હુંડી શ્રી દ્વારિકાંધીશે શામળશા શેઠનું સ્વરૂપ ધારણ કરીને શીકારી આપી હતી. આથી લોકોમાં તેઓ શ્રી હરિના સાચા ભક્ત તરીકે પ્રતિષ્ટાને પામ્યા હતા.

મહેતાની શીઘ્ર કવિત્વ શક્તિ, અને હરીકિર્તનમાં તન્મયતા નીહાળી સંસ્કારી સ્ત્રી પુરૂષો તેમના સંગમાં રહેવા આકર્ષાઇને આવતાં, એથી તેમની મંડળી પ્રતિ દીવસે વૃદ્ધી પામતી ગઈ. ઘણી વાર ભજનની ભારે ધુન મચી રહેતી, અને સ્ત્રી પુરૂષો રાત્રી દીવસ ભજન-કિર્તનના તાનમાંજ ગુલતાન રહેવા લાગ્યાં.

મહેતાનું આવું વર્તન દંડી–સંન્યાસી આદીને પસંદ ન પડ્યું, તેઓ તેમની નીંદ્યા કરવા લાગ્યા, અને અન્ય મત વાદીઓ પણ તેમાં સામેલ થયા. તે સઘળાએ એકત્ર થઇ મહેતા ઉપર વિષયલંપટ હોવાનો આરોપ મુકયો, અને અઘટીત આક્ષેપો કરવામાં પ્રવર્ત્ત થયા. મહેતાનું મનોબળ દ્રઢ હતું. તેઓ મીથ્યા લૌકિક આક્ષેપોથી યત્કીંચીત ડર્યા નહીં, તેમણે તો પોતાનું સત્ય કર્તવ્ય બજાવવામાં સર્વદા–સર્વથા ચીત્ત વૃત્તિને પેરી રાખી હતી. મહેતાની આવી દ્રઢતાથી તેમના વીરોધીઓ ઉશ્કેરાયા, તેમણે રા'મંડળીકને પોતાની મદદમાં લઇ મહેતાને મુશ્કેલીમાં મુકવાની રચના રચી. રા'મડળીક ભંભેરાયો, તેણે મહેતાજી વિરૂદ્ધની વાતોથી ઉશ્કેરાઇ તેમને કારાગૃહમાં પુર્યા, અને તેમની સાથે તેમની દીકરી કુંવરબાઇ તથા બીજી ધર્મનિષ્ટ સાત્વીક વૃત્તિની બાઇઓને પણ મહેતાની સાથે કારાગૃહવાસી કરી. મહેતાની આ દશાથી જ્યારે તેમના દુશ્મનો રાજી થયા ત્યારે જે શ્રી કૃષ્ણના ભક્ત હતા, તેઓ ખેદ પામ્યા.

રા'મંડળીકે હુકમ કર્યો કે, કારાગ્રહમાં શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રભાત થતાં પહેલાં મહેતાને ફુલનો હાર પહેરાવે, તોજ તે તેમના નીજ ભક્ત છે, એમ માનીશ. નહીં તો વિષયલંપટ પાખંડી ગણી સવારે તેનો શીરચ્છેદ કરવામાં આવશે. આખી રાત્રી નરસીંહ મહેતો અને સાથેની મંડળીએ હરીકીર્તન કર્યું–રાત્રી ચાલી ગઇ, મળશકાની વેળા થઇ, પણ પ્રભુએ દાદ ન સાંભળી. મહેતો મુઝાયા, કુંવર બાઈ અને અન્ય મંડળીએ ધીરજ આપી, કે જેણે ઠેકાણે ઠેકાણે વ્હાર કરી તમારી લજ્યા રાખી છે, તે આ વખતે તરછોડશે નહીં, માટે જેવો વિશ્વાસ છે તેવોજ રાખો.

મહેતો કહે મારે તો વિશ્વાસ છે, પણ વખત બે વખત થશે, તો લોકોમાં હું ઉપહાસને પામીશ, ને દુર્બુદ્ધીવાળા વિરોધીઓ રાજી થશે. બાકી મારે તો સુખ દુઃખ, માન, અપમાન, સર્વ સરખુંજ છે, મરણની મને ફીકર નથી. કારણ કે જેણે મને પોતાનો માન્યો છે, તેની સમીપ મને સર્વદા એથી તો રહેવાનું મળશે.

મંડળીકે મહેતાને મુશ્કેલીમાં મુકયાનું જાણી મંડળીકની માએ, તેની રાણીઓએ, અને અપર ડોડીયો તેનો સરદાર હતો, તેણે તથા શ્રીધર નામના પંડિતે મળી રા' ને પુષ્કળ સમજાવ્યો, અને કહ્યું કે મહેતો ભક્ત છે; વળી બ્રાહ્મણ છે, જેથી તે કદાચ અપરાધી હોય, તોપણ તેને સજા કરવાનું ક્ષેત્રી નરેશને ઘટતું નથી, એવું મનુસ્મૃતિમાં પ્રમાણ છે. તો આ શાસ્ત્ર વીરૂદ્ધ વાતમાં તમારા જેવા ધર્મપરાયણ ભુપતિએ વ્યર્થ હઠ પકડવી ઉચીત નથી. માટે બ્રાહ્મણનો દ્રોહ કરવો નહીં કદી ન કરવો. કારણકે " બ્રાહ્મણ દ્રોહીઆને સુખ નાહીં " એવું એક સુત્ર પ્રચલિત છે વળી કહ્યું છે કે:—

## कवीत.

कपील के कोपसें भस्म भये सगरसुत;
कोपे दुर्वासा यदु वंशही गुमायो हे;
अगस्त के कोपसें समुद्रकु कीयो खारो,
कोपे गुरु गौतम तब इंद्र कष्ट पायोहे;
भृगुके कोपसें कृष्णकु लंछन दीया;
कोपे मुचकंद कालयवन हींजरायोहे;
कलीके प्रतापकी बडाईतो न कहीजाय,
ब्रह्मके संतापने ते कौन सुख पायो हे. १

જુઓ! અંબરીષ રાજાએ દુર્વાસાને માનભંગ કરવાથી કેવી દશા થઇ? પ્રહલાદને હીરણ્યકશ્યપુએ પીડવાથી કેવા હાલ થયા? ભક્ત શિરોમણી વિભીષણના દ્રોહથી રાવણની કેવી ગતી થઇ? આ વૃતાંત સુપ્રસીદ્ધ છે, માટે એક ભક્ત ને વળી બ્રાહ્મણ, તેની છેડ કરવામાં માલ નહીં. મંડળીકને એ સઘળું સમજાયું. પણ રાજહઠ, સ્ત્રીહઠ, બાળહઠ, અને જોગીહઠ હઠાવવી મુશ્કેલ છે. કહ્યું છે કેઃ—

## દુહો.

સીંહ સંગમ શાહ વચન, કેળ ફળે એકવાર;
ત્રીયા, તોરણ ને હમીર હઠ, ન ચડે દુજીવાર.

મંડળીકે પંડિત, રાણી, માતા અને અપર ડોડીયાનું કહેણ માન્યું નહીં. પ્હો ફાટવા ટાણું થયું, પ્રભુએ નરસીંહ મેહતાને હાર ન પહેરાવ્યો, મહેતા ગભરાયા, ગુસ્સે થયા, ને શ્રી કૃષ્ણની સ્તુતી કરી કે, હે!

પ્રભુ ! આ હડહડતો કળીકાળ છે, છતાં મને તારી હીંમત છે, કે તું તારા બીરદ સામું જોયા વિના રહીશ નહીં, મને મારા પ્રાણની પરવા નથી, પણ જો તું તારૂં બીરદ નહીં સાચવે, તો તારા ગુણ કોઇ ગાશે નહીં, નાસ્તીકોની વૃદ્ધી થશે, મારી પત્ય જશે, તો તેનું લાંછન તને છે. કહ્યું છે કેઃ–

જેને જેનો આશરો, તેને તેની લાજ;

પ્રભુ મારી લાજ તમને છે, મહેતાના કાલાવાલાથી પ્રભુ પ્રસન્ન થયા, ને અંતરીક્ષ વાણી નીકળી કે "કેદારો રાગ ગાયા વીના હાર નહીં આપું" આ વળી મહેતાને મોટી મુઝવણ આવી પડી, કારણ કે કેદારો રાગ મહેતાએ ધરણીધર મહેતાને ત્યાં ગીરો મુકયો હતો, તેના ઉપર દ્રવ્ય લીધું હતું–દ્રવ્ય મહેતા પાસે હતું નહીં, ને બંધીખાનામાં મળે તેમ નહોતું. તેથી તેમણે પુનઃપ્રાર્થના કરી કે પ્રભુ ! નોંધારાના આધાર, શરણાંગત વત્સલ, સર્વાન્તરયામી, આપ જાણો છો, કે કેદારો મારી કને નથી, છતાં મુઝવોછો શા માટે ? ભકતની પત રાખવી હોય, તો બ્હાવાં બ્હાનાં ન બતાવો, ને વહેલા વ્હારે આવો. હરીએ વીનતી સાંભળી, સત્વર નરસીંહ મહેતાનું રૂપ લઇ ધરણીધર મહેતાને ત્યાં ગયા, ને વ્યાજ સાથે અવેજ વસુલ ભરી કેદારો છોડાવી લાવ્યા. કેદારો આવ્યો ને તેણે મહેતાના મુખમાં પ્રવેશ કર્યો, મહેતાએ લલકાર્યો, મહેતાના મુખથી કેદારાનું ગાન સાંભળી પ્રભુ પ્રસન્ન થયા. દરવાજો, પોળ ને કારાગ્રહનાં કમાડ તોડી પ્રભુ પધાર્યાં, અને પોતાના કરકમળથી મહેતાના કંઠમાં હાર સમર્પ્યો. જેને જેવો ભાવ તેને તેવાં દર્શન મળ્યાં, મહેતાએ કર સંપુટ કરી પ્રભુને નેહથી નીહાળ્યા, પ્રેમથી દંડવત પ્રણામ કર્યા, હરીએ પગમાં રત્નજડીત સુવર્ણ પાદુકા પહેરી હતી; પાનીસુધી સુથાણતી કેલી જેવી મનોહર દીપતિ હતી, અને તેના ઉપર

આવી રહેલા નખમાંથી રત્ન જ્યોતિ જેવો પ્રકાશ પડતો હતો, કટી પર પીતાંબર ધારણ કર્યું હતું, ઉપર કેસરી જામો ઝળકી રહ્યો હતો, અલૈકિક રત્નોથી યુક્ત કટી મેખલાની ઘુઘરીઓનો મૃદુરવ જેની કર્ણેંદ્રીને સાંભળવાને લાભ મળે, તેનોતો લક્ષ ચોરાશીનો ફેરોજ ટળે, તેવું હતું. ઉરૂસ્થળ લગી કૌસ્તુભ મણીનો હાર અને મુકતામાળા દીવ્ય દીપી રહ્યાં હતાં, અને પોતાને પ્રાપ્ત થએલા પદને માટે જાણે ગર્વીષ્ટ બન્યાં હોય, તેમ મૌન્યતા ગૃહણ કરી રહ્યાં હતાં. કાંડામાં જડાવ પોંચીઓને હાથે બાંધેલા બાજુબંધ ઝ્હેકાટથી કવચીત દેખા દેતા, તો કવચીત ઉપરણા નીચે છુપાઇ જતા હતા. માથે મોરમુગટ સોહાવ્યો હતો, કર્ણ પર કુંડળ પહેરેલાં હતાં, અને વદનકમળ ઉપર કોટી સુર્યને પણ લજાવે, ઝાંખા પાડીદે, એવું તેજ પ્રત્યક્ષ દ્રષ્ટીગોચર થતું હતું. મહેતો પ્રભુની ઝાંખીથી હર્ષઘેલા બની ગયા, વાચાથી કશું વદાયું નહીં, પણ આંખમાં ઝળઝળીયાં આવી ગયાં, ને ગદ્‌ગદ્ કંઠે માત્ર બળાત્કારે એટલુંજ બોલી શકયા, કે જય પ્રભુ ! જય પ્રભુ ! જય પ્રભુ ! પોતાનાની પત રાખી ખરી, વધારે બોલતા પહેલાં તો પ્રભુ અદશ થઈ ગયા, રાજાને ખબર પહોંચી કે મહેતાને પ્રભુએ સ્વહસ્તે હાર પહેરાવ્યો છે ! આ સાંભળીને મહેતાના પ્રતીપ્રક્ષીઓ સઘળા ઝાંખા પડયા, ભયથી કંપવા લાગ્યા, તેમને ભય બે પ્રકારનો હતો, કે એકતો પ્રભુના અન્યન્ય ભક્તને દુભવ્યા, અને બીજું પોતે ખોટા પડયાથી રાજા ક્રોધ કરશે. નિશંક ચાડીયાની આવીજ સ્થીતી થાય છે. મંડળીક પણ ભયભીત થઈ ગયો, પૂર્ણ પસ્તાવો કરવા લાગ્યો, અને તેણે જાણ્યું કે આતો ઝેરનું પારખુ લેવા જેવી મેં વિપરીત વાત કરી, તેણે ધાર્યું કે મહેતો મને જરૂર શ્રાપ દેશે. પણ મહેતાનું મનતો ક્રોધથી રહીત હતું. કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર આદી ષડ્. રીપુઓને તો તેમણે પૃથ્વીના પડ નીચે દબાવી દીધા હતા.

એટલે તે કદી ભક્ત સમીપ આવવા પામતાજ નહીં. તેમને માન અપમાન, સુખ દુઃખ એ સર્વ સમાન હતું, ઈશ્વરની મરજી વીના ત્રણ લોકમાં એક પાંદડુ પણ હાલતું નથી, એમ તેઓને દ્રઢ આસ્તા હતી. વળી મનુષ્યને આ જન્મનાં કે પછી પૂર્વ જન્મનાં કર્મ પ્રમાણે ફલ મળે છે, એટલે એક સાધારણ ઠેસ વાગે, તે પણ કરેલાં કર્મની શીક્ષા તરીકે હોવાનું તે માનતા હતા. તેથી કોઇ મનુષ્ય વા અન્ય પ્રાણીનો દ્રોહ તેઓ કદી કરતા નહીં. તેમ ક્રોધ પણ દર્શાવતા નહીં. તેઓ ક્રોધથી થતી દુર્ગતી યાને નિર્મળ—સાત્વીક હૃદયને અપવિત્રતાનો પાસ લાગવા દેતાજ નહીં, નૈષ્ટીક ભક્તને એ દુષણ છાજે પણ નહીં. ભક્તની આંતરવૃત્તિ શુદ્ધ—સ્ફટીક જેવી હતી. તેથી તેમણે મંડળીક પ્રત્યે કીંચીત દુર્ભાવ દાખવ્યો નહીં. નરસીંહ મહેતા તો જેવી રીતે હર્ષીત વદને હરીકિર્તન કરતા કારાગ્રહમાં દાખલ થયા હતા, તેવીજ રીતે કડતાલ બજાવતા, ને ભજન કરતા, પોતાના આશ્રમે આવ્યાં.

નાગબાઇ અને નરસીંહ મહેતા જેવાં દૈવી મનુષ્યોને—અરે! મનુષ્યો નહીં, પણ દેવને રા'મંડળીકના રાજ્યમાં નીવાસ હતો, એથી તેનું પ્રતાપબળ વીશેષ ગણાય, તેમાં આશ્ચર્ય શું ?

રા'મંડળીક ધર્મનિષ્ટ તો હતો, તેણે એવો નીયમ લીધો હતો, કે દરરોજ પતિત પાવની, અધમઉદ્ધારણી, શ્રી ગંગાજીના પવિત્ર જળથી સ્નાન કરવું, અને તેટલા માટે તેણે ખાસ કાવડિયા રાખી સાતસો ગાઉ દુરથી ગંગાજળ મંગાવવાની ગોઠવણ કરી હતી. અને સંકળના એવી કરેલી કે રોજ પ્રભાતમાં સ્નાન સમયે ગંગાજળની કાવડ આવી પહોચે.

રા'મંડળીક જુનાગઢની ગાદીએ હતો, તે વખતે સોમનાથ પાટણમાં વીંઝલ વાઝો રાજ કરતો હતો, અને તેને મંડળીક સાથે પરમ મૈત્રી હતી. આ વીંઝલ વાંઝાને રક્તપીત્તનો અસાધ્ય વ્યાધી લાગુ

થયો હતો, અને તેથી જીંદગીથી કંટાળી ગયો હતો. કંટાળો ઉપજે એવો એ રોગ છે, અને પૂર્વ જન્મમાં જેણે અઘોર પાપ કર્યાં હોય, તેને તે લાગુ પડે છે. વીંઝલ વાંઝે જીંદગીથી કંટાળી ને હીમાલયમાં જઇ પોતાના દેહને ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો, અને પાટણથી નીકળ્યો. નીકળતી વખતે તેને બ્રાહ્મણોએ સલાહ આપી, કે દામોદર કુંડમાં સ્નાન કર્યાં વગર અન્ય તીર્થ ક્ષેત્રમાં જવાય નહીં, માટે પહેલા જુનાગઢ પધારો.

વીંઝલ વાંઝો જાણતો હતો કે જો દામોદર કુંડમાં સ્નાન કરવા જઇશ, તો રા' મંડળીક મળ્યા વીના રહેશે નહીં, અને આ સ્થીતિમાં તેને મળવું યોગ્ય નથી. આથી તેણે ગુપચુપ થોડા માણસો સાથે જુનાગઢ જઇ દામોદર કુંડમાં સ્નાન કરવાની ગોઠવણ કરી. તેણે તે પ્રમાણે સ્નાન કર્યું. અને બ્રાહ્મણોને સુવર્ણના હાથીનું દાન દઇ ચાલી નીકળ્યો. બ્રાહ્મણોને સુવર્ણના હાથીની વહેંચણી કરવામાં વાંધો પડયો, એ વાંધાની વાત રા'મંડળીક લગી પહોંચી. મંડળીકે હાથી કયાંથી મળ્યો? તેની પુછપરછ કરી, તો માલમ પડયું કે, વીંઝલ વાંઝો દામોદર કુંડમાં સ્નાન કરવા આવેલો, ને તેણે સુવર્ણનો હાથી દાનમાં આપ્યો છે. આ સાંભળી રા'મંડળીક એકદમ વીંઝલ વાંઝાને મળવા ઉપડયો. વચમાં વડાલ આગળ તેને ગંગાજળ લઇ કાવડીયો સામો મળ્યો, અને વાર ને લાગે તેટલા માટે વસ્ત્ર ઉતાર્યા વિના ત્યાંજ રા' મંડળીકે ગંગાજળથી સ્નાન કરી લીધું, અને ભીને કપડે ત્યાંથી આગળ ચાલ્યો. જતાં જતાં જેતલસર સમીપ વીંઝલનો ભેટો થયો, રા' તેને બથમાં ઘાલી ભાવથી ભેટયો, અહા ! કેવો પ્રેમ ! કેવી મૈત્રી ? તેને રકત પીત્તવાળા વીંઝલને ભેટતાં કીંચીત છોછ ન થઇ. રાંમંડળીના ભેટવાથી વીંઝલ વાંઝાનો ગળત કોઢ તત્કાળ જતો રહ્યો. સુવર્ણ જેવી તેની

કાયા સુંદર થઈ ગઇ. તેના સંબંધમાં પાછળથી નાગબાઇએ કહ્યું છે કેઃ—

**દુહો.**

ગંગા જળિયા ગઢેચા, પંડ છે તારૂં પવિત્ર;
હીણિયું નજરૂં હમીર, માવતરની ન હોય મંડળિક.

જે ઠેકાણે વડાલ આગળ રા'મંડળિકે ગંગાજળથી સ્નાન કર્યું હતું, તે વોકળો આજે પણ ગંગાજળિયાને નામે ઓળખાય છે.

---

## પ્રકરણ ૨ જું.




મંડળીક ખરેખરો શૂરવીર, વિદ્વાન, ધર્મનીષ્ટ, ઉદાર અને રાજકાજમાં કુશળ નરેશ હતો. આખા સૌરાષ્ટ ઉપર તેનું આધિપત્ય હતું, ઘણું કરીને સોરઠ ઉપર સાર્વભૌમ સત્તા તેનીજ હતી, તે વખતે તેને શત્રુઓથી સભય રહેવા જેવું હતું નહીં, શાન્તી અને સમાધાનીથી રાજકારભાર ચાલતો હતો પણ જ્યાં શાન્તીની સાથે નિષ્કંટકતા પ્રાપ્ત થાય છે, ત્યાં ત્વરાએ આલસ્ય યાને પ્રમાદ પ્રવેશ કરે છે, મોજશોખને માર્ગ મળે છે, મનસ્વી તુરંગો તત્કાળ દોડી આવે છે, સ્વચ્છંદાઈ વધી પડે છે, અને તેથી નીતિ—રીતિ—રહેણી કરણીમાં તત્કાળ અસાધારણ ફેરફાર થઈજાય છે, સત્સંગ ગમતો નથી, દુર્ગુણી અને દુરાચારી પાસવાનોનું પ્રબળ વધી પડે છે,

ક્ષુદ્રમનુષ્યોરૂપી ગ્રહના ગ્રહણથી સત્કીર્તિનો સુર્ય ઘેરાઇ જાય છે, અજ્ઞાન અંધકારથી આચ્છાદિત થાય છે, સદ્‌ગુણોનું સ્થાન દુર્ગુણો સ્વાધીન લે છે, રા’ મંડળીકના સબંધમાં તેમજ બન્યું.

રા’ મંડળીક શાન્તીના સમયનો દુરૂપયોગ કરવાને ચાળે ચડયો, વીષય લંપટ બની ગયો, રાજા એ પ્રજાનો પિતા છે, તેથી તેણે પ્રજાની વહુ બેટી તરફ કીંચીત કુદ્રષ્ટી ન કરવી જોઇએ, કુદ્રષ્ટી કરનાર પ્રત્યે કોપીત થઈ અધમ આચરણવાળાને યોગ્ય સજા આપવી, એ રાજાનો વાસ્તવીક ધર્મ છે; પણ રા’મંડળીકે એ ધર્મને વીસારી મુકયો; અને વિચિત્રતાનું દર્શન દીધું.

રા’ મંડળીકની હજુરમાં માંડણીઓ કરીને એક હજામ રહેતો હતો, મુળ હજામની જાત હલકી, અદક પાંસળી, બહુ બોલી, અને આઘીપાછી કરનારી કહેવાય છે, તેમાં માંડણીઓ એ બાબતમાં સર્વોત્તમ હતો, અને તેને રાજાએ બોલાવ્યો, એટલે શું બાકી રહે ? આશમાન તેને અઢી તસુ દુર રહ્યું, અને પાતાળની તેણે પરવાજ ન કરી તેનેતો તે હાલતાં ચાલતાં જોરથી પગનાં ઠેબાં મારતો હતો. માંડણીએ પોતાના ઉપર રા’ મંડળીકની અઢળક મહેરબાની કેવી રીતે થાય ? એજ બાબતની કોશીશ ચાલુ રાખી. આધા પાડવાનો યત્ન આદર્યો, અને તેમાં તે ફતેહમંદ થયો.

માંડણીયો મટી માંડણભાઇ થયો, તેનુ જોર જામ્યું, મોટા મોટા સરદારો ને અમીર ઉમરાવો તેની ખુશામત કરવા લાગ્યા, માંડણભાઇની વાત વધી. પતરાજી ને લુંડાઈમાં તે તરબોળ થઇ ગયો ! “ઢેડની છોડીને ધણીએ બોલાવી” તેની પેઠે તેનો તાલ સર્વના અવલોકવામાં આવ્યો, સજજનો ખીજ્ઞ થયા, સરદારો ને અમીર ઉમરાવો ઝાંખા પડયા.

માનીતા માંડણીઆએ રાજા પાસે રામાઓની ભેટ ધરી તેને

રાજી રાખવાનો રસ્તો પકડ્યો, રાજા ધર્મ અને નીતિનું ભાન ભુલી ગયો, મુર્ખ માંડણીઆને વશ થયો. એ માંડણીઓ એક વખત માણીઆ તથા દાંતરાણા ગામે જઇ ચડયો, ત્યાં તેણે આઇ નાગબાઇના દીકરા નાગાજણની સ્ત્રીને દીઠી, એ બાઇના નખ ઉતારવાની તેને તક મળી. હીરાકણી જેવા તેના નખ જોઇ રા' ને પ્રસન્ન કરવાનો પાપી વિકાર તેના હ્રદયમાં ઉદ્‌ભવ્યો, તેણે સંભાળથી નખ વીણીને લઇ લીધા, મીણબાઇનું મોહક સ્વરૂપ સૌંદર્ય પગથી માથા લગી તેણે નિહાળ્યું, તેના ચીત્તમાં ચટપટી લાગી, કે ક્યારે જુનાગઢ જઇને રા' પાસે આ સુંદરીના સ્વરૂપ સૌંદર્યનું બ્યાન કરૂં. ઇનામ લેવાની આશામાં તે જમવા પણ ન રહ્યો, અને જુનાગઢ પહોંચી પાધરો દરબારગઢમાં ગયો. રા' ને નમન કરી તેણે મીણબાઇના નખ છેડેથી છોડી રા' મંડળીક પાસે રજુ કર્યા, રા' હીરાકણી જેવા ઝગારા મારતા નખ નિહાળી આશ્ચર્ય ચકીત થયો, અને પુછ્યું કે આ તું ક્યાંથી લાવ્યો ?

માંડણીએ માંડીને વાત કહી, કે હું દાંતરાણે ગયો હતો; ત્યાં નાગબાઇના દીકરા નાગાજણની વહુના મેં નખ ઉતાર્યા, તે આ છે. વીશેષમાં તે બોલ્યો, કે આ નખની પ્રભા ઉપરથી એ સ્ત્રીના સૌંદર્યનો આપ ખરો ખ્યાલ કરી શકશો. ખરેખર તે ઇંદ્રની અપ્સરા ઉર્વશી કે રંભા કરતાં પણ અધીક સૌંદર્ય સંપન્ન છે. મેં તો મારી અવસ્થામાં આવી કોઇ સ્વરૂપવાન સ્ત્રી જોઇ નથી—અન્ય કોઇ એવી હશે પણ નહીં, નીશંક એ આપના રાજ મહેલને શોભાવવા યોગ્ય છે ! એ સૌંદર્યાગાર સુંદરી ખરેખર પ્રત્યક્ષ પદ્મીની છે, અને કોકશાસ્ત્રમાં ઉત્તમ સ્ત્રીના અવયવો વર્ણવ્યા છે, તેવા સર્વ અવયવોથી યુક્ત છે, ઇંદ્રાદી દેવો પણ આ મૃગનયનીને નીહાળી મોહ પામે, અહા ! શું તેની કેસરીના જેવી સુક્ષ્મ કટી, પરવાળાં જેવા હોઠ, દાડમની કળી જેવા દાંત,

પૂર્ણીમાના ચંદ્ર:જેવું મુખારવિંદ, અણીયાળી આંખ, કાળીનાગણ જેવા કેશ, તંબુરા જેવા ભરાઉનિતંબ, કદળી જેવી જંઘા, ચંપાના પુષ્પ જેવી કરાંગુલી, થોડી થોડી કણકે ઘડેલી ગજગામીની એ કામીનિના સ્વરૂપનું વર્ણન કરવાને મહારાજ હું શક્તીમાન નથી. એ વર્ણવવાને વાસ્તે કદાચ કાલીદાસ જેવો સમર્થ કવિ હોય, તોપણ તે યથાર્થ બ્યાન પોતાની જીભથી આપી શકે નહીં; એવું તેનું રૂપ–લાવણ્ય છે. એનું પ્રત્યક્ષ અવલોકન કરવાથીજ મારાં વખાણની આપને પ્રતિતી થશે. માંડણીએ રા' ના હૃદયને દુરાચારને માર્ગે દોર્યું, પાયમાલને પંથે પ્રેર્યું. કહ્યું છે કેઃ–

### દુહો.

અહિ વિષ પરસત ચઢે, ચિતવત નારીતાસ;<br>ધર્મકર્મ અરૂ કુલકો, નીશ્ચે હોવે વિનાશ.

માંડણીઆના વખાણથી રા' મંડળીકના મનમાં મીણબાઇનું સ્વરુપ નીહાળવાની ઉત્કંઠા થઇ, અને તેને શીરીતે મળવું, એજ વિચારે તેના અંતરમાં ઘર કર્યું. રા' ની વિચારગ્રસ્ત મુખમુદ્રા જોઈ માંડણીએ કહ્યું કે, મહારાજ ! આપ એ ફીકર રહો, હું ગમેતેમ કરીને મીણબાઇને મેળવી આપીશ, એ મારા હાથમાં છે. મારી ચતુરાઈ અને ચાલાકી કેવી છે ? તેની આપને હવે ખબર પડશે. કદાચ આવી સ્ત્રી આકાશ કે પાતાળમાં હોય, તો પણ તેને હું લાવી આપું, તો મીણબાઇ ભૂમી ઉપર છે, આપણા રાજની હદમાં છે, આપની વસ્તી છે તો પછી તેને મેળ-વવામાં વાર શી ? જુઓ, મેં એક યુક્તી શોધી કાઢી છે, અને તે એકેઃ– હમણાં હોળીના દીવસો ચાલે છે, માટે આપણે દાંતરાણે જઇએ, ત્યાં ચારણોની સ્ત્રીઓ તેમની રીત મુજબ આપને ઉતારે ટીલાવવા આવશે,

અને તે ટાણે હું મીણબાઇનો મેળાપ કરાવી દઇશ. આપને મીણબાઈ જોવા મળશે, ને આપનો ઇચ્છીત મનોર્થ ફળશે.

રા' ને આ વાત રૂચી, ગળે ઉતરી, અને ઠરાવ પ્રમાણે દાત્રાણે જવાને નકી કર્યું. માંડણીઓ નાગબાઇને ત્યાં પ્રથમ પહોંચ્યો, અને તેણે તેમને વરદી આપી કે રા' સેહેજ ફરવા નીકળ્યા છે, તે માંણીએ થઇ દાંતરાણે પધારશે. નાગબાઈ રા' ના આગમનની વાત જાણી રાજી થયાં રાજી થાય એ સ્વભાવીક છે; કારણ કે આ દેશની પ્રજા પોતાના રાજાને પ્રભુ તુલ્ય માને છે, અને તેની પધરામણીની વધામણી પ્રજાને આનંદ-દાયક લાગે છે. વળી રાજા પધારે તે પ્રસંગ ખરેખરો મંગલિક, દીવાળીથી અધીક દીવ્ય, અને વીવાહ કરતાં વધુ રળીઆમણો ગણે છે. તેથી નાગબાઇએ ધન્યભાગ માન્યું, ને માંડણીઆને આઇએ કહ્યું કે, ભલે બાપ માંડણ, રા' અમાણે ઘરે કીસેથી, ધન્ય ભાગ્ય, ધન્ય ઘડિ, અમાણો અનદાતા, માથાનો મુગટ, "રામ ધણી કાં ગામ ધણી," રા' અમાણે આંગણે આવે એથી બીજું કાજુ કાંઉ, અમે રાજીને અમાણો પ્રભુ પણ રાજી" આજથી તૈયારી કરૂં છું રા' ને ભણજે કે જરૂર જરૂર અમારી સાર લે.

માંડણીઓ આ સમાચાર લઈ હરખતો ને મલપતો રા'ની પાસે આવ્યો, ને કહ્યું કે, હું સઘળી વેતરણ કરી આવ્યો છું, ખચિત આપનું મન ધાર્યું થશે: આપની ઇચ્છા પૂર્ણ થાય એટલે આપ મને મોજ (ઇનામ) આપી મારૂં ભવનું દુ:ખ દારીદ્ર મટાડજો.

અરે! માંડણીઆ તું ઉતાવળ શીદ કરે છે, મારી મનકામના સીદ્ધ થસે તો તું રાજી થઇશ તેમ કરીશું. મંડળીકે માંડણીઆને આજ્ઞા આપી.

માંડણીએ કહ્યું કે ઠીક ગરીબ પરવર! પણ હવે જલદી તૈયાર

કરો, મંડળીકે તેનેજ હુકમ કર્યો, કે તુંજ જઇ પાયગાના સુબેદારને વરદી દે કે સવારમાં સ્વારી ફરવા જનાર છે, માટે નવસો ઘોડેસ્વારને તૈયાર કરો. સુબેદારને વરદી મળી તેનો અમલ કર્યો, ડંકા નિશાન સાથે સવાર હાજર થયા. રા' તેમને લઇ માંણીઆ તરફ ચાલ્યો, અને ત્યાંથી દાતરાણે આવ્યો આઇ નાગબાઇને રા'ના આગમનની ખબર થઇ, એટલે તેમણે પોતાના સગા, નાતાદાર વગેરે જે ગામમાં હતા, તેમને મેમાનોનાં ઘોડાં બંધાવવા ભલામણ કરી, તેમણે તત્કાળ ઘોડાં બંધાવી માણસોને માટે ઉતારાની ઘટતી તજવીજ કરી દીધી, રા'મંડળીકને માટે એક સુંદર સફાઈદાર ઓરડો કાઢી આપ્યો, અને ત્યાં ગાદલાં, ગાલ મશુરીયાં, ઢાલીઓ ઇત્યાદી સાહીત્ય પહોચાડયું, વાસ્તવીકરીતે જોઇએ તો રાજમહેલ કરતાં આ ચારણોનાં મટીઅર મકાન વધારે સ્વચ્છ અને મનોહર લાગે છે, કારણ કે ધોળી ધુળથી તેની ભીંતો ધોળી, બાઇઓનાભરત કામના નમુનારૂપ ચાકળા, ચંદરવા, તોરણ ત્યાં લટકાવી રાખવામાં આવે છે, અને ભોંયતળીએ ગાર ગોરમટી કરી મકાનને એવું દીપાવે છે કે જેથી એવાં મકાનો સાદાં છતાં ચીત્તાકર્ષક થયા વીના રહેતાં નથી. રા'મંડળીક એવા મકાનમાં ઉતર્યો અને બીછાન ઉપર બીરાજ્યો; એટલે આઇ નાગબાઇના બે અનુચરો તેને વીંજણાથી વા ઢાળવા લાગ્યા.

આઇ નાગબાઇએ ઘોડાંને ઘાસચંદી પહોંચાડી, માણસો તથા રા' ને માટે રસોઇની તૈયારી થવા માંડી. આવા પ્રકારના સત્કાર અને સગવડથી માંડળીઆનું મન સંતુષ્ટ થયું નહીં, તેનું ચીત્તતો ચકળવકળ થઇ રહ્યું હતું, અને તે આમથી તેમ દોડાદોડ કરતો દેખાતો હતો. જમવાને જરાવાર હતી. હુતાસણીના દીવસ હતા, તેથી ચારણ્યોએ આઇને કહ્યું કે " તમે કહોતો અમે રા'ને ટીલાવવા જઇએ. આઇ નાગબાઇએ જવાની આજ્ઞા આપી, અને વીશેષમાં કહ્યું કે " ભલે

માડી રા'થી આપણે કમણુ વધું છે ? ચોખા, કંકુ, શ્રીફળ લઇને રા'ને ટીલાવો, હું પણ તમાણુ ભેળી આવીહ."

નેસમાંથી ચારણ્યો—નાની મોટી સઘળી હાથમાં થાળ, કંકાવટી, અક્ષત, શ્રીફળ ઈત્યાદી લઇ સોળા ગાતી રા'ને ઉતારે ટીલાવવા આવી. આઈ નાગબાઇ પણ તેમની સાથેજ હતાં.

કંકાવટી, અક્ષત, શ્રીફળયુક્ત થાળ મીણબાઇના હાથમાં હતો, તે આગળ ને બીજી બાઇઓ પાછળ સોળા ગાતી ચાલતી હતી. આઇ નાગબાઇ લોબડી ઓઢી સૌની પાછળ ચાલતાં હતાં. મદનીભરેલી હાથણીઓનું ટોળું જાણે મલપતું ચાલ્યું જતું હોય, અંતરીક્ષથી અપ્સરાઓ ઉતરી આવી હોય, જાણે હંસણીઓનું યૂથ હોય તેમ એક એકથી અધિક સૌંદર્યસંપન્ન—ગજ ગામીનિયોને નિહાળી રાજાતો ચિત્રવત્ બની ગયો, તદાકાર થઈ રહ્યો. માંડળીઆની વાત અક્ષરસઃ સત્ય સમજાઇ, તેમાં પણ આગળ ચાલનાર રતિ જેવી રામાને જોઇને તો રા' તદન બ્હાવરો થઇ ગયો, તેની શુદ્ધબુદ્ધ ઠેકાણે રહી નહીં, અને જેમ ચકોરપક્ષી ચંદ્રને નિહાળે, પતંગ દીપક જ્યોતિપર ઝીંપલાઇ પડે, નટ પોતાની નજર દોર પર દ્રઢ રાખે, નાગ મોરલી પરથી પોતાની દ્રષ્ટી દુર કરે નહીં, કસ્તુરી મૃગ સંગીત સાંભળવાટાણે મર્ણનો ભય ગણે નહીં, તેની પેઠે રા'મંડળીક આ અપ્સરાઓનું ટોળુંજ એકાગ્રતાથી નિહાળવા લાગ્યો. રા'ની સ્થીતિ એવી થાય તેમાં આશ્ચર્ય શું ? કવિ ગંગે કહ્યું છે કેઃ—

## કવિત.

કરના ન કુસંગ સંગ, બેઠના ન જહાં તહાં.
કાયર કે સંગ શૂરા, ભાગહીંસો ભાગહી;

કાજરકી કોટડી મેં, કોટ ચતુર પેઠકર,
કલંકકી રેખ કોક, લાગહીંસો લાગહી;
ચાતુર વિદ્વાન નર, સીદ્ધ મહામુનીવર,
કામની કે સંગ કામ જાગહીંસો જાગહી;
કે'ત કવી ગંગ ભાટ, સુનો શાહ અકબર,
ઇતને મેં કોક ફંદ, જાગહીંસો જાગહી, ૧

વળી તુલસી દાસે કહ્યું છે કે:

## ચોપાઇ.

જ્યાકે નયન નારી શરવીંધે,
તાકે હૈયા હોત નહીં સીધે.

મીણબાઇ આદિ ચારણઆણીઓને જોઇ રા'નું હૈયું હાથ ન રહ્યું. તેના હૃદયમાંથી ચારણો પ્રત્યેની પુજ્ય બુદ્ધી નષ્ટ થઇ ગઇ. "જેની આંખમાં કમળો હોય તે સઘળું પીળુંજ દેખે" તેની પેઠે તેની કામી આંખે એ દેવીઓને તેણે વિલાસના સાધનરૂપ કામિનીઓજ માની લીધી, અને તેને અનુસરતાજ ચેનચાળા તેના દેખાયા. ચારણબાઇઓ પવિત્ર હતી, તેતો રાજાને પોતાના પિતા તુલ્ય માનતી હતી, એટલે રાજાનો વિપરીત ભાવ તે શી રીતે સમજી શકે? તેમને તો રાજાનું હૃદય નિર્મળ અને પવિત્રજ લાગતું હતું.

આ દેવીઓ શુદ્ધ ભાવથી રા'ને ટીલાવવાને તેના પલંગ સમીપ આવી પહોચી. મીણબાઇ સૌમાં અગ્રે હતી, તેણે પોતાનો હસ્તકમલ રા'ને ચાંડલો કરવા લંબાવ્યો, પણ રા' બીજે પડખે ફરી ગયો. મીણબાઈ જરા ઝંખવાણી પડી, અને આઇને કહેવા લાગી, કે આઈ! રા' કમણ આમ કરતો છે? નાગબાઇએ ઉત્તર આપ્યો કે "માડી આણીકાર

મહુર્ત નહીં હોય, માટે બીજે પડખે જઇ ટીલાવો, આપણા એ માવતર છે, આપણે એમનાં છોરૂ છીએ. ” મીણબાઇ બીજે પડખે ગઈ, તો ત્યાંથી પણ રા'એ પોતાનું મોંઢુ ફેરવ્યું, એમ અનુક્રમે ચાર બાજુએ ફરીને મીણબાઇએ ટીકો કરવાની તદબીર કરી જોઇ, પણ રા'એ મોં માંડયું નહીં, આથી મીણબાઇ નીરાશ થઇ, તેણે નિસાસો નાંખ્યો; અને એટલુંજ બોલી. કે આઇ કાંઉં કરૂં ? રા'તો ફરતો લાટે છે. નાગબાઇને ખેદ થયો, તેની મુખમુદ્રા જાણે મહીસાસુરનું મર્દન કરવા દેવી ભગવતી જાણે સાક્ષાત પ્રકટ થયાં હોય, એવી ભયાનક ભાસવા લાગી, મુઢ રા' તે જોઇ શકયો નહીં. ઓળખી શકયો નહીં. નાગબાઇને ગમે તેટલો ક્રોધ વ્યાપ્યો, પણ તે તેમણે દબાવી રાખ્યો, બાકી તેજ વખતે રા'ને શ્રાપ દઇ ભસ્મીભૂત કરી નાખવાને તે શકતીવાન હતાં. પણ તેમણે વીચાર કર્યો કે નહીં; એ રાજા તરીકે મ્હારો માલીક છે, માવતર છે, હજારોનો પાળક છે, તેનો જો શ્રાપથી સંહાર કરૂં તો દુનિયાં મને સ્વામી દ્રોહી કહે, દેવી નહીં પણ ડાકણનું વિશેષણ આપે, આમ સમજી મૌન્યજ રહ્યાં. પણ આખર સ્વભાવિકરીતે એટલુંજ બોલી જવાયું કે “હાંઉ બસ કરો, ને પાછાં ફરો. રા' કાંઉં ફરે, રા'નો દી ફરે છે, જુનો જવાનો થયો, રા'પણું રહેશે નહીં, તમે ઘેર જાઓ, લોબડીની લાજ સામું ન જોનારના શું હાલ થાય છે તે દસ દીમાં જોશો.” કહ્યું છે કે,

### દુહો.

અનિતીસેં જાતહે, ધર્મ રાજ અરૂ વંશ;
આગે એસે ચલ ગયો, કૈરવ રાવણ કંસ.

રા' દેવી નાગબાઇનાં વચન સાંભળી ચમકયો, તેનાં અજ્ઞાન પડળ

દુર થઇ ગયાં, તેને પૂર્ણ પસ્તાવો થયો. પોતાની ભુલ સમજાઇ, અને તેના મનમાં સમજાયું કે અરે! નીચના સંગના રંગથી મારી દુર્બુદ્ધી થઇ, અને મારી બેટા બેટી જેવાં, અરે! સાક્ષાત જોગમાયાઓ સામે દ્રષ્ટી કરી, તેના પરીણામે આઈ નાગબાઇના ઘોર શ્રાપને ભોગ હું થઇ પડયો. બસ! હવે મારૂં આવી રહ્યું, હાય! મહા અનર્થ થયો, હાથે કરીને જ મેં મ્હારૂં મોત માગી લીધું, ભોરીંગના દરમાં હાથ નાખનાર જીવતો કેમ રહે? પણ પસ્તાવો કર્યાથી શું વળે? કહ્યું છે કેઃ—

## દુહો.

જે મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;<br>
કાજ ન વીનસે આપકો, દુરિજન હસે ન કોય.

હું કોણ? મ્હારૂં શું કર્તવ્ય? આ નીચને સંગે હું તે છેકજ ભુલી ગયો અને એ હરામીએ અવળે ચાળે ચડાવ્યો, ત્યાં ચડયો. હવે મ્હારૂં કર્યું મારેજ ભોગવવું, મ્હારી ભુલનું ફળ મને મળવુંજ જોઇએ. ખરેખર હું કામમાં આંધળો બની ગયો, અને તેથી કાંઇ પણ વીચાર કર્યાં વગર મેં અયોગ્ય માર્ગે પગલું ભર્યું અહા! **विनाश काले विपरीत बुद्धि**" એ શુભ સત્ય ઠર્યું અને કામાન્ધતાથી મેં વિપરીત આચરણ કર્યું. કામને શીવ પ્રભુએ ભસ્મ કરતાં કીંચીત પણ શા માટે રહેવા દીધો? ખરે વિષય સ્વર્ગની સીડીપરથી જીવને ઉથલાવી નાખનાર પ્રબળ શત્રુ છે, મોક્ષના માર્ગમાં અંતરાય કરનાર એ દુષ્ટ દૈત્ય છે, દુનિયામાં પ્રતિષ્ટાનો નાશ કરનાર, અરે! વીર મહાત્માને અજય અપાવનાર એ પાકો વિરોધી છે. તેમાં પણ પરસ્ત્રી પ્રત્યે કુદ્રષ્ટી કરનારનો તો વિનાશજ થાય છે. કહ્યું છે કેઃ—

श्लोक.

परनारी महामारी, स्त्रऽष्टाकारि यतस्ततः
कीमी त्येष पुन भृत्युः सर्वज्ञेनापि निर्मितः

કામાન્ધના સમ્બંધમાં કહ્યું છે કે.

श्लोक.

नपश्यत्ति जन्मांधो कामान्धो नैवपश्यति,
नपश्यत्ति मदोन्मत्तो अर्थि दोषानपश्यत्ति.

श्लोक.

क्षुधातुराणां नच पात्र शूद्धि,
निद्रातुराणां नच भूमि शैया;
अर्था तुराणां नच हानिलाभो,
कामातुराणां नभयं न लज्जा.

રા'જ્ઞાની અને વિદ્વાન હતો, શાસ્ત્ર શ્રવણ તેણે કર્યું હતું, પણ સંગદોષથી જ્ઞાન અને વિદ્યાનો વિલય થયો. કહ્યું છે કે:—

દુહો.

જૈસી સોબત જગતમેં, એસો હોત ઉપાય;
સોબત ગુન છુટે નહીં, કૌન રંક કુન રાય. ૧

જુઓ ! આજ પણ જોઇએ છીએ તો કેટલાક રાજકુમારો સારા વિદ્વાન અને નીતિવાન, ઉંચી રહેણી કરણીવાળા શિક્ષકોને હાથે સદ્-શીક્ષણ લે છે, અને તેમની કૉલૅજની કારકીર્દી એવી ઉત્કૃષ્ટ જોવામાં

આવે છે કે તેમના ભવિષ્યને માટે સૌ કોઇ સારી આશા રાખે છે, પણ જ્યાં પાઠશાળા છોડી ઘેર આવ્યા, ત્યાં નિચ ખવાસોના પાસમાં ફસાઈ જાય છે, હલકા પાસવાનોની ખોટી ખુશામતથી અંજાઈ જાય છે, અને નીચના સંગથી કાંતો વ્યભિચારને પંથે પળે છે, કે કાંતો મદ્યમાં મશગુલ રહે છે. અને દુનીઆમાં એવા સ્વરૂપે દર્શન દે છે, કે હીત ચીંતકોનું હ્રદય તેથી ભેદાય છે. સ્વદેશાભિમાનીઓનું કાળજુ શેકાય છે.

આઇ નાગબાઇના શ્રાપથી રા'ની આંખ ખુલી ગઇ, શાસ્ત્ર અને ઇતિહાસનાં દ્રષ્ટાન્તો તેની દ્રષ્ટીએ તરવા લાગ્યાં, તેનો હ્રદયોદ્‌ગાર એજ નીકળ્યો કે હાય હાય! હું ભ્રાંત ભુલ્યો, સ્ત્રીની છેડતી કરવાથી શું પરિણામ થાય છે, તે મારા સ્મર્ણમાં ન રહ્યું, સતી દ્રૌપદિને સંતાપવાથી કૌરવોનો કચ્ચરઘાણ નીકળી ગયો, સતિ સીતા પ્રત્યે કુદ્રષ્ટી કરવાથી રાવણ જેવા મહા સમર્થ નૃપતિનો પુત્ર પૌત્રાદીક સાથે લય થયો, દેવી અનસૂયાના સતીત્વનું પારખું લેવા જતાં બ્રહ્મા, વીશ્નુ ને મહેશ્વરની ત્રીકુટીને બાળક બની પારણામાં પોઢવાનો પ્રસંગ આવ્યો, જાહલથી હમીર સુમરાની હાણ થઇ, પતાઇ રાવલે ભગવતી કાલીકા પ્રત્યે કામ વૃતી દર્શાવ્યાથી તેનું રાજપાટ ઉંધું વળી ગયું, ચાંપાનેર જેવી ભવ્ય નગરી હતી નહોતી થઇ ગઇ. અહા! સામાન્ય સ્ત્રી સંહાર કરવાને સશક્ત છે તો પછી જોગમાયાથી શું ન થાય! રા' ઉદ્વેગાગ્નિથી શેકાતો શહેરમાં આવ્યો, ભય અને ચીંતાથી તેનું મન વ્યગ્ર બની ગયું, માનશીકશક્તી ક્ષીણ થતી ચાલી. તેનું પોતાનું ભવીષ્ય તેને ભડકાવવા લાગ્યું. રાત કે દહાડો ઉંઘ આવે નહીં, ખાવું ભાવે નહીં, જેમ ચંદ્રમાને રાહુએ ઘેરી લીધો હોય, તેમ રા'ની મુખાકૃતિ પર મલીનતા–સ્યામતા છવાઇ રહી, અને તે વીચાર વમળમાં ગુંચવાઇ ગયો.

રા'ને હવે ભાન થયું કે મને આવી ભયંકર સ્થીતિમાં મુકનાર દુષ્ટ માંડણીઓ છે, તેથી તેને તેના કર્મનું ફળ ચખાડવા રા' એ તેને પકડી લાવવા એ આરબોને હુકમ કર્યો. આરબો તેજ ક્ષણે માંડણીઆને તેડી લાવવા ગયા, રા'નું તેડુ આવેલું જોઇ માંડણીએ માન્યું, કે રા'ની મારા ઉપર પૂર્ણ પ્રસન્નતા થઇ છે, તેથી મોજ ( બક્ષીસ ) આપવાને મને બોલાવતા હશે; તેથી આરબોની સાથે ઝટપટ જવાને તૈયાર થયો. તેની સ્ત્રીએ તેને જતાં જતાં કહ્યું, કે આ ઇનામ આપવા માટેનું તેડુ નથી, આજના તેડાની ટેડાઇ જોતાં મને તો લાગે છે, કે આ તેડુ રા'નું નથી, પણ જમનું તેડુ છે. અને તેથી તમે હીમેખીમે પાછા આવશો કે કેમ ? તેને માટે મને શંકા ઉપજે છે. માંડણીએ કહ્યું કે રાંડ અપશુકન શું ઓચરે છે ? રાજા તે કદી મારાથી બીજે થાય ? હમણાં મનગમતી મોજ મેળવી આવું છું. આમ કહી હોંસથી માંડણીઓ આરબો સાથે ગયો.

માંડણીઓ દરબારમાં પહોચ્યો, તેને રજાની તો જરૂર નહોતી. તેને રા'એ દ્રષ્ટે દીઠો, રા' રાતો ચોળ થઇ ગયો, જે માંડણીઆ સાથે રા' હમેશાં હસી ખુશી વાત કરતો, અને તેમની સાથે માંડણીઓ પણ વાતચીતમાં બહુ છુટ લેતો, એ રા'નો ચહેરો આજે છંછેડાએલા સાપ જેવો, અરે ! વિક્રાળ સિંહ જેવો ભયંકર ભાસતો હતો, રા'એ માંડણીઆને જોતાંજ ઘોર ગર્જના કરી, અને બોલ્યા કે આ દુષ્ટ–નરાધમનું મુખ જોવાને હું રાજી નથી, પૃથ્વીમાં એ પાપી જેટલી પળ વધારે રહેશે, તેટલો વધારે ભાર ધરતી માતાને વેઠવો પડશે, માટે તેનો તો ત્વરાએ નાશજ કરવો યોગ્ય છે. માંડણીઆને સ્વધામ પહોંચાડવાની સંકળના પહેલેથીજ કરી હતી, મારાઓ હાજર હતા, તેમને હવાલે માંડણીઆને કરીને કહ્યું, કે જાઓ એને જુના કાંટાની ધાંસીમાં નાખી બાળી મુકો, ખરેખર

એ આપણને પણ યોગ્ય નથી, એ લુણુ હરામીએ મારી મહેરબાનીના કહો, કે પછી મુર્ખાઇના લાભ લઇ મારૂં જીવતર બગાડ્યું, કલંક લગાડ્યું, અને રાજ્ય તથા કુળનું નિકંદન કઢાવવા જેવે માર્ગે મને મુકયો. બેશક એ આવીજ શીક્ષાને પાત્ર છે. મારાઓ રા'ના હુકમ મળતાં માંડણીઆને મુસ્કેટાટ બાંધી લઇ ગયા. માંડણીઆને ભર બજારમાં બંધીવાનની સ્થીતીમાં દરબારી માણસો લઇ જતા હતા તે જોઇ પ્રજાજનો આશ્ચર્ય પામ્યા, તેઓને સત્ય વૃતાંત વીદીત નહોતું, તેથી અરસપરસ એકબીજાને પુછવા લાગ્યા કે' રા'ની મહેરબાનીના માંડણીઆની આવી દશા એકાએક થવાનું કારણ શું ? અહા ! રાજાની મહેરબાની કયાં ગઇ, અને માંડણીઆની આવી દશા કેમ થઇ ? એક જણે કહ્યું કેઃ—

## દુહો.

રાજા જોગી અગન જળ, ઉનકી ઉલટી રીત;
ડરતા રહીએ દુરથી, થોરી કીજે પ્રીત.

એક જણે કહ્યું કે તે કંઇ ભારે ગુન્હામાં આવ્યો હશે, હજામ ભાઇની જાત હલકી તેથી “ જાત તેવી ભાત ” જેવું કાંઇ અનુચીત આચર્યું હશે. ખરી વાતનીતો કોઇને ખબર નહોતી, પણ એક જણે અઠંઠે, કહ્યું કે રા'ની સ્વારી કાલે દાતરાણે ગઇ હતી, ત્યાંથી કાંઇ પ-તીંગો ઉઠયો લાગે છે. હવે માંડણભાઇની આવી બની ! સઘળાના મોંમાંથી એક સામટો એજ ઉદ્‌ગાર નીકળ્યો કે મોઢું એજ માગતું હતું. અને રા' એની સોબતમાંથી છુટયા, ને ઘણું સારૂ થયું.

વાત ખરી છે કે હલકા માણસો ઉંચાધિકારને પામે છે, ત્યારે તેમની આંખો આડે જતી રહે છે. બાવળ ઉંચો વધે છે, ત્યારે તે શૂળોથી રાહદારીઆને પીડે છે, સંતાપે છે. વળી અમલનો મદ એવો

છે કે છતી આંખે સુઝતું નથી, છતા કાને બધીર બની જાય છે. તેના સબંધમાં એક કવિએ કહ્યું છે કે:

## કવિત.

મેખો કે મજાકેદાર રાજા કે ખજાને રહે,
આયેત અધિકાર તબ આઠ લગ જાતી હે;
હરત ચર્ણ કર્ણ નેન અંગકો અપંગ કરે,
રે'વે ન સાન જોર મદકુ જનાતી હે;
નોમી જબ મેખ ઘુસે અપદ્વારમેં ઉસીકા,
મેખો અષ્ટ સ્થાનકી જો સબ નીકલ જાતી હે;
જાવે અધિકાર તબ પાવે પરિતાપ પૂર્ણ,
જુલ્મકી કૃતિસેં મુખ શ્યામતા દેખાતી હે. ૧

માંડણીઆને મારાઓ બંધીવાન કરી બાળી મુકવાને ગામ બ્હાર લઈ જતા હતા ત્યાં ઝાંપામાં માંડણીઆની સ્ત્રી છાંણનો સુંડલો ભરીને સામી મળી તેણે માંડણીઆની આવી દુર્દશા જોઇને કહ્યું, કે હું વારતી હતી, પણ મુર્ખાં તેં માન્યું નહીં; મોજ લેવા જતાં મોત મળ્યું. આપણે વસવાયાંની જાત છતાં તું આઘો પડયો, તો આ ફળ મળ્યું. માંડણીઓ શરમીંદો પડી ગયો. તેનાથી કશું બોલાયું નહીં, મારાઓ માંડણીઆને લઇ ગયા, સ્ત્રી આંસુ નીંગાળતી ઉભી રહી, તેનાથી બીજું શું બને? મારાઓએ માંડણીઆને જંગલમાં લઇ જઈ, જુના કાંટાની ઘાંસી સળગાવી તેમાં માંડણીઆની આહુતી આપી, અને જોતજોતામાં તો માંડણીઆનો આત્મા પોતાના સારાનરસા કર્મનો જવાબ દેવાને યમરાજ સમીપ પહોંચી ગયો, રા'નું શું થયું? તે હવે પછીના પ્રકરણમાં કહીશું.

# પ્રકરણ ૩ જું.



માંડળીઆને મોતની સજા કરી, પણ મ્હારૂં શું થશે? એ વિચાર રા'ના મનમાં ઘુમ્યાં કરતો હતો. ચીંતાગ્નિથી તેનું સર્વાંગ શેકાતું હતું, નીદ્રા આવતી નહોતી, ખાવા પીવાનું તો તેણે તજીજ દીધું હતું. તેને રાત દીવસ ભયનોજ ભાસ થતો હતો, કવચીત તેના ઉપર નીદ્રા દેવીની ચઢાઇ થતી, ને આંખ મીંચાતી, તો સ્વપ્નમાં જાણે તેના ઉપર શત્રુઓ ચઢી આવ્યા છે, ને પોતાને પરાજય પમાડે છે, અને જુનાગઢ સ્વાધીન લઈ લે છે. તે આવા માઠા સ્વપ્નથી ઝબકીને જાગી ઉઠતો, તેની આંખમાંથી આંસુ ખરતાં, રાણીઓ તેને રીઝવવાને અનેક ઉપચાર કરતી, પણ તેનું મન શાન્ત પડતું નહીં, ઉદ્વેગ શમતો નહોતો. એટલામાં તેને સરહદી અનુચરે બાતમી આપી કે અમદાવાદથી મહમદ બેગડો ચાલીશ હજાર સૈન્ય સાથે જુનાગઢ ઉપર આવે છે, અને આપણા રાજ્યની છેક સમીપમાં આવી પહોચ્યો છે. સમાચાર સાંભળી રા' કંપ્યો, તેને કાંઈ સુજ્યું નહીં, નાગબાઈના શ્રાપથી તેના હૃદયમાં દુર્બલ્યતાએ ઘર કર્યું હતું, "દોહારીનું હૈયુકાચું" એ સુત્ર પ્રમાણે તેણે મહાન દોષ કરેલો, એથી તેની હીંમત છુટી ગઈ હતી. દુનિઆંમાં વાછકાછના મજબુત માણસો સર્વથા દુર્જય છે. વીજય વીભુતિ તેમને વરે છે. રા' કાછની બાબતમાં કાચો પડયો હતો; તેણે અઘટતું આચર્યું

હતું, તેથી તેના મનેજ તેને ડરાવ્યો, કે હવે તારો અંત તારી પાસે છે. રા' મહમદશાહની ચડાઇની વાત સાંભળીને એજ નિશ્ચય ઉપર આવ્યો, કે મારે તેને શરણે જવું, ને આજીજી કરીને ઉગરવું. રા'ના રાજ્યમાં આહીરોનું જોર હતું. એ લડાયક અને સ્વામિભક્ત પ્રજા માલીકને માટે માથું દે તેવી હતી. જેથી રા'એ તેમની મદદ માગી હોત તો અવસ્ય તે આપ્યા વિના રહેત નહીં. પણ રા'ની મતિ મુઝાઇ ગઇ હતી, એટલે વિરત્વ વીલય પામ્યું હતું, ક્ષાત્રત્વનો ક્ષય થઈ ગયો હતો, એટલે તેણેતો માત્ર એક બચવાની બારી શોધવા તરફ દ્રષ્ટી દોડાવી, અને તેને જે બારી નજરે પડી, તે એવી હતી કે પોતાના કપાળમાં હમેશને માટે મસનો ચાંડલો ચોટાડે, જુનાગઢના ક્ષત્રી રાજનો અંત આવે.

મહમદ બેગડો બહાદુર હતો તેણે ગુજરાતમાં પોતાના રાજ્યની બહુ સારી જમાવટ કરી હતી. અને તે પછી સોરઠ સ્વાધીન કરવાની ઇચ્છા તેના અંતરમાં ઉદ્ભવી હતી. આગળ બેવાર તે જુનાગઢ ઉપર આવવાને અમદાવાદથી નીકળ્યો હતો, પણ શામ, દામ ભેદથી તેને સમજાવી રા' મંડળીક પાછો વાળ્યો હતો. આ વખતે તેનું આગમન સદાને માટે સોરઠ ઉપર પોતાની સત્તા સ્થીર સ્થાપવા માટેનું હતું, રા'મંડળીક તેના સામો ગયો, અપાર આજીજી કરી પણ મહમદશાહે માન્યું નહીં, મહમદશાહે પોતાના દુતોથી જાણી લીધું હતું કે રા'રામવિનાનો છે, વિષયાસક્ત અને લંપટ બની ગયો છે, અને તેથી જુનાગઢ જીતી લેવામાં હવે યત્કીંચીત દુર્ઘટતા નથી. એથી મહમદશાહે રા'ને સ્પષ્ટ જણાવી દીધું કે, તમને ઇસ્લામી ધર્મ અખ્તીઆર કરાવ્યા વગર ફોજ પાછી ફરશે નહીં રા'એ ઘણા કાલાવાલા કર્યાં, ભારે ખંડણી કબુલ કરવાની ઇચ્છા દેખાડી, પણ મહમદ

બેગડાએ માન્યું નહીં, રા' નીરાશ થઇ પાછો ફર્યો છુપકીથી નાશી છુટયો, ને ઉપરકોટના કીલ્લામાં ભરાઇ બેઠો. જુનાગઢના દરવાજા બંધ કર્યાં, રા'ની રાણીઓએ ઘણું સમજાવ્યું, ને કહ્યું કે ક્ષત્રી બચ્ચાએ ભાગીને ખુણે ભરાઇ બેસવું ઘટે નહીં, "મરવું કે મારવું" એજ ક્ષત્રીનો સાચો ધર્મ છે. યુદ્ધમાં મરશો તો અપ્સરાઓ વરશે, ને પૃથ્વીમાં પ્રતિષ્ઠા વધશે, મોત લોઢાની કોઠીમાં પેસનારને પણ ટાણું થએ છોડતું નથી, કાયર પુરૂષના માંસને કાગડા, કુતરાં પણ અડતાં નથી, અને કદાચ હયાત રહે તો પણ જીવતાં મુઆ જેવા છે, અને યુદ્ધમાં મરનાર યાવત્ જીવતો રહે છે. રાણીઓની આવી રૂડી સમજાવટ છતાં રા'ને યત્કીંચીત અસર થઇ નહીં, પાવઇને પાનો શી રીતે ચઢે ? આઇ નાગબાઇનો શ્રાપ સફળ થવાનો હતો, હીંદુ રાજ્ય લય પામવાનું સૃષ્ટાએ સરજેલું હતું, મંદીરને ઠેકાણે મસીદો બંધાવાનું ભાવીએ નિર્માણ કર્યું હતું તેથી છેવટ આઇનાગબાઇની ભવિષ્ય વાણી ખરી પડી. ભવીષ્ય વાણીના નાગબાઇ આઇના નીચેના દુહા અત્યારે પણ સૌરાષ્ટમાં પ્રચલિત છે.

## દુહા.

થાળ ભરી સગ મોતીએ, વહુ વધાવાજાય;<br>
મહીપતિ ત્યાં માંડળિક, કાં મુર્ખા અવળો ફર્યો. ? ૧

ગંગા જળીયા, ગઢેચા, પંડ છે તારૂ પવિત્ર;<br>
હીણીયું નજરૂ હમીર, માવતરની ન હોય મંડળીક, ૨

જાશે રા'ની રીત, રા'પણું રેશે નહીં,<br>
ભમતો માગીશ ભીખ, તેદી મું સંભારીશ મંડળીક. ૩

ગઢ જુનાની પ્રોળ, દામો કુંડ દેખીશ નહીં;
રતન પડશે રોળ, મું સંભારીશ મંડળીક. ૪

તાપલાં ઘોડાંને ઘોડાંલીએ, જુને પાછો જા;
માને મોદલ રા' માપલાં વચન માંડળીક. ૫

નાગઇને નમ્યો નહીં, ભુલ્યો બાધી ભીંત;
મેડી તહાં મસીત, મુલ્લાં પોકારે માંડળીક. ૬

પાગે ઝાંઝર સોહીએ, હૈયે કાપડ હોય;
માંખણીયાં માગીશ, મુસંભારીશ માંડળીક. ૭

ગઢ જુનોને ગરવો તખત, પ્રગટ જમીયલ પીર;
નેવાં હંદાનીર, મોભે ચઢીયાં માંડળીક. ૮

દરવાજે દરવાન, રા'નાં કોઈ રે'શે નહીં.
ઉમટશે અરહરાણુ, મામદશાનાં માંડળીક. ૯

પોથીને પુરાણુ, ભગતાં પેં ભાળીશ નહીં;
કલમો ને કુરાન, મુલ્લાં પોકારે માંડળીક. ૧૦

રાણીયું રા' પખે, બજારે જઇ બીહશે,
ઓઝલ આળસસે, મુ સંભારીશ માંડળીક. ૧૧

અતલસના ઉતારે કરે, પે'રીશગળીયલ પાટ;
અપર ભાણે ઉચાટ, મુ સંભારીશ માંડળીક. ૧૨

જુનેગઢ તાળોજીહે, થીહે હરચંદનાં હાટ,
દોવટ વળશે દાટ, મુ સંભારીશ માંડળીક. ૧૩

કાકરીઓ ખોદે કરે, જુનો કાઢેલ જોય;
હરણાંની આખળીયું હોય, મુ સંભારીશ માંડળીક. ૧૪

આઇ નાગબાઇનો શ્રાપ સત્ય ઠરાવવાને રા'ની રગેરગમાં કાયરતાએ પ્રવેશ કર્યો. આખર લગી તેની યુદ્ધમાં ઉતારવાની હીંમતજ ન ચાલી. તેમ જેઓ યુદ્ધ કરવાની સલાહ આપતા તેને તે શત્રુ સમજવા લાગ્યો. તેમની મુલાકાત લેવાનુંજ બંધ કર્યું. મહમદશાહે જુનાગઢને ઘેરો ઘાલ્યો, તેના સૈનીકોએ આસપાસના પ્રદેશમાં અપાર ઉપદ્રવ કરવાથી પ્રજા ત્રાહે ત્રાહે પોકારી રહી, લાંબી મુદતના ઘેરાથી ગઢમાં અનાજ અને પાણીની પુષ્કળ તંગી જણાવા લાગી, પ્રજા રા'ની પાસે રાવે ગઇ, પણ તે બીચારો શું કરે ? તેણેતો પોતાનાં હથિઆર પહેલેથીજ છોડી નાખ્યાં હતાં. તેણે માત્ર એટલુંજ કહ્યું કે દરવાજા ઉઘાડી નાખો. દરવાજા ઉઘાડવા સાથે મુસલમાની રાજ્યના પ્રારબ્ધનું પાંદડું ઉઘડી ગયું. રા' રાંકની પેઠે શીર નમાવી મહમદ શાહના પગમાં પડયો, મહમદશાહે તેને ધીક્કાર્યો, અને કહ્યું કે વીર જનનિને પેટે જન્મી ક્ષત્રીવટ લજાવી ! નામ બોળ્યું ! તારા જેવા નમાલા નર નરાધિપને લાયક નથી, બસ ! હવે હું તને રાજભ્રષ્ટ કરૂં છું. અને મુસલમાની ધર્મ અખ્તીઆર કરવાની ફરજ પાડુ છું. શાહનાં આ કઠોર વચનો રા' સાંભળી રહ્યો. મહમુદ બેગડાએ તુરતજ કાજીને બોલાવ્યો, અને તેની પાસે રા'ને કલમો પઢાવી તેનું ખાનજહાન નામ આપ્યું.

બેગડાએ જુનાગઢમાં પોતાની દુવાઇ ફેરવી, અને રાજ્યના બંદોબસ્ત માટે બાહોશ સુબાની પોતાના તરફથી નીમણુંક કરીને તે પછી રા'મંડળીકને લઇ તે અમદાવાદ ગયો. રા'મંડળીક ત્યાંજ મરણ પામ્યો. તેની કબર આજ પણ અમદાવાદમાં માણેકચોક નજીક છે, આ બનાવ ઈ. સ. ૧૪૭૨માં બન્યો હતો ( જુઓ સૌ. નો. ઈ. પૃષ્ટ ૧૭૯ )

રા'ની કેટલીક રાણીઓ જુનાગઢમાંથી નાશી છુટી, કેટલીકે ઉપર કોટના કીલ્લા ઉપરથી પડતું મુકી કાયર કંથને પોતાના પ્રાણ સમર્પણ કર્યા. કેટલીક સતી થઇ, મહેલમાંજ ચીત્તા ખડકાવી બળી મોઇ. આ રીતે જુનાગઢના ચુડાસમા રાજનો અંત આવ્યો. અને મુસલમાની રાજ સત્તા સુદ્રઢ સ્થપાઈ. કાળની ગતિજ ઓર છે, મેરૂંતું તૃણ ને તૃણનો મેરૂ કરી નાંખતાં તેને કીંચીત દયા આવતી નથી. તેમાં અધર્મ અનિતીનો પ્રવેશ થયો ત્યાં અવદશા આવીને ઘેરી લે છે, રા'મંડળીકના સંબંધમાં તેમજ બન્યું. અફસોસ ! અફસોસના ઉદ્દગારોજ રા'મંડળીકની નીતિ ને માટે કાઢીને જ આ વાર્તા સમાપ્ત કરીશું.



# ઉપસંહાર.

આ ન્હાનકડી વાર્તા ઇતીહાસીક છે, ચુડાસમાવંશના ત્રીસ રાજાઓ થઇ ગયા છે, તેમાં છેલ્લો આ વાર્તાનો નાયક રા'મંડળીક (ત્રીજો) વિદ્વાન—જ્ઞાનવાન, અને ધનુર્વિદ્યામાં પ્રપૂર્ણ છતાં તે રાજ્ય ભ્રષ્ટ—ધર્મ ભ્રષ્ટ કેમ થયો, જુનાગઢનું હીંદુ રાજ વિછીન્ન કેમ થઇ ગયું? એ અમારા શાણા વાચકો સમજી શકયા હશે. ભક્ત શિરોમણી નરસીંહ મહેતો પ્રભુના અન્યન્ય ભક્ત અને વળી બ્રાહ્મણ, તેને રા'મંડળિકે અકારણ સંતાપ્યા, સિવાય દેવી પૂત્ર ચારણ, તેમાં સાક્ષાત જોગ માયા જેવાં નાગબાઇ, તેની પવિત્ર પૂત્રવધુ મીણબાઇ પ્રત્યે રાજાએ કુદ્રષ્ટી કરી, પુજ્ય ભાવને પરો રાખી કામ ભાવનાને પોષણ આપનાર મુર્ખ માંડણીઆની સોબતમાં રહ્યો, તેનું આ અનીષ્ટ પરિણામ આવ્યું. બેશક પરિણામ એજ સંભવે. જુઓ? રાવણ જેવો સમર્થ ભુપતિ, વેદ ધર્મનો સંપૂર્ણ જ્ઞાતા, અખૂટ સ્મૃદ્ધીથી યુક્ત, અસંખ્ય અને અતુલિત બળવાન યોદ્ધાઓનું જેની પાસે સૈન્ય, સુરપતિને પરાજ્ય પમાડનાર ઇંદ્રજીત જેવો પ્રતાપી પૂત્ર, કુંભકર્ણ જેવો અપરિમીત બળ ધરાવનાર બંધુ! છતાં તેને કુમતી સુઝી, સતી સીતાનું હરણ કર્યું! તેથી કુટુમ્બ સહ તેનો વિનાશ થયો! દુર્યોધનની દુર્દશા થવાનું કારણ પણ એજ છે. તેણે શ્રીકૃષ્ણના સખા પાંડવોને પ્રપંચથી સંતાપવાની સીમા ન રાખી. છેવટ સતી દ્રૌપદીનાં ભર સભામાં ચીર હરણ કર્યાં, તેની લજ્યા સાચવવાની સ્પૃહા ન રાખી, અરે! સતીને ત્રાસ આપ્યો, તેથી તેના કુળનું નિકંદન નીકળી ગયું! રા'મંડળીકની પણ એજ કારણસર માઠી દશા થઇ! નિચ માંડણીઆના સંગનો રંગ લાગવાથી તે વ્યભીચારી થઇ

ગયો હતો, પ્રજાની વહુ બેટીની લાજ લુંટવાને વિપરિત ચાળે તે ચડયો હતો, પોતાના પ્રધાન વિમળશાહની સુંદર સ્ત્રી મનમોહિનીની તેણે બળાત્કારે લાજ લુંટી હતી, એ પતિવૃતા નારીને તેણે પતિત કરી હતી, એમ કહેવાય છે કે એ પ્રધાને વેર લેવાને વાસ્તે મહમુદ બેગડા પાસે જઇ તેને જુનાગઢ ઉપર ચઢાઇ કરવાને પ્રેર્યો હતો, પ્રધાન એ રાજાનું અંગ, તે રાંની નબળાઇ જાણતો હતો, પ્રજા તેના વિષય લંપટ આચાર વીચારથી અસંતુષ્ટ છે, એ તેને માલમ હતું, એવા જાણીતા અને બેદીલ પ્રધાનનો મહમુદને હાથો મળ્યો, પછી તેને વિજય વિભૂતિ કેમ ન વરે ? વિભુએ તેને વિજયજ આપ્યો, અને રાં મંડળીકને તેના કર્મનું ફળ મળ્યું. રાજાઓએ ખાસ આ ઉપરથી ધડો લેવાનો છે કે સાંપ્રત સમયે પ્રતાપી બ્રીટીશ રાજ્યના સીતળ છત્ર નીચે જે શાન્તી તેમને પ્રાપ્ત થઇ છે, તે તકનો મનસ્વી મોજ શોખ ભોગવવામાં દુરૂપયોગ કરવો નહીં, પણ રાજ સુધારણા અને જન કલ્યાણ કરવામાંજ તેનો સદ્ઉપયોગ કરવો, વળી સર્વદા નીચની સંગત હાની કારક છે, “જેવો સંગ તેવો રંગ” એ ઉક્તી સર્વત્ર પ્રચલિત છે, તેટલા માટે આપણા નાના મોટા દેશી રાજવંશીઓએ ખરાબ સોબત રાખવી નહીં. જો કે હલકા માણસો હદપારની ખુશામત કરે છે, હાજીહા કરી રાજી રાખવાને માર્ગે પગલાં ભરે છે, તેવાઓને વ્હાલા કરવાનું પરીણામે વિપરીત ફળ નીપજે છે, રાજાની સાથે એક ભાણામાં જમનાર, સર્વદા–સર્વથા તેની પાસે રહેનાર, અને મનગમતી મોજો મેળવનાર નીચ પાસવાનોએ ક્ષણમાં ખુટી જઇ રાજા કે રાજપુત્રનું અનીષ્ટ ઉપજાવ્યાના દાખલા અનેક છે, તેમ દારૂના દુર્વ્યસનને વશ વર્તનાર, વ્યભિચારને માર્ગે વિચરનાર ઘણા ભુપતિઓ ભુમીમાં હતા ન્હોતા થઇ ગયા છે. તેમની પાછળ અપકીર્તિ–અપયશ યાવત્ રહ્યાં

છે. કૃષ્ણુ પરમાત્માથી ચાલ્યું આવેલું યાદવકુળ ક્ષત્રી નરેશનું એક રાજ્ય રા' મંડળીકે ગુમાવ્યું, પોતાના વંશજોને રાજ્યહીન દુખદા વસ્થામાં લાવી મુકયા, એ વિશે વીચાર કરીએ તો ખરાબ સોબત, મનસ્વી મોજ શોખ, અને પરસ્ત્રી ભોગ વિલાસમાં રા'મંડળિક રાચ્યો, તેજ મુખ્ય કારણુ છે. એટલું તો ખરૂં છે કે જાતવાન-ખાનદાન માણુસોથી ખુટલાઇ થતી નથી, તેઓને રાજાની રીતી નીતિ ન ફાવે, યોગ્ય અને હીતકર સલાહનો અનાદર થાય, તો તે ખશી માગ દે છે, પણુ અહિત કરવાનો યત્કીંચીત વીચાર તેમના અંતરમાં ઉદ્દભવતો નથી. નીચ માણુસો ઢોલકના જેવી રીતી રાખે છે એટલે જ્યાં લગી ખાવાનું મળે, ત્યાં સુધી સારૂં બોલે છે, તેમાં વળી શુદ્ધ "સ્વામી ભક્તી" તો એમનાથી સો ગાઉ દુરજ રહે છે. અત્યારે જોઇએ છીએ તો નીતિવાન અને ખાનદાન માણુસોને ખોળીને સંઘરનારા નૃપતિઓ બહુ થોડાજ નજરે પડે છે, બાકી ઘણા તો અધમ પાસવાનોના પંઝામાં ફસાએલા, દુર્વ્યસન અને દુરાચારને પંથે પળેલા પ્રત્યક્ષ જોઇએ છીએ. રાજકાજને માટે એવા અધમ મનુષ્યોની યોજના કરે છે, કે જેનાથી રાજ અને પ્રજા ઉભયનું અહિત થાય છે. અહીત ન થાય તેટલા માટે રાજાઓએ પાસવાન તરીકે એવા માણુસો પસંદ કરવા જોઇએ કે જેનાથી ખરાબ પાસ લાગે નહીં, રાજકર્મચારીઓ તરીકે પણુ એવા પુરૂષોને યોજવા જોઇએ કે જેઓ રાજા પ્રજા ઉભયના હીતમાં સર્વદા તત્પર રહે; અને પ્રમાણીકપણે પોતાની ફરજ યથેચ્છ અદા કરે. એટલું તો આપણે જોયું છે કે રા'મંડળીકે માંડણીઆ જેવા દુષ્ટ યાને હલકા માણુસનો સંગ ન રાખ્યો હોત તો તેનું હલકુવર્તન વીલોકવાનો વખત આવત નહીં, પ્રભુનાં પૂર્ણ ભક્ત નરસીંહ મહેતાનું મન દુખાવાનો પ્રસંગ બનત નહીં. પોતાના પ્રધાન વીમળશાની પત્નિ મનમોહીનીના

ઉપર બળાત્કાર ગુજારવાની કુબુદ્ધી તેને સુઝત નહીં. અને છેવટ આઇ નાગબાઇનો શ્રાપ પામી રાજને ઠેકાણે છાજ નંખાવી કુટુમ્બને મુશ્કેલીમાં લાવી મુકયું પોતાને પરધર્મમાં વટલાવું પડ્યું, એક ક્ષત્રીવીરને ન છાજે, બલકે હીણું લગાડે તેવું પગલું ભરવું પડ્યું, તેવું થાત નહીં. રા'ના કુટુમ્બીઓ રા' રાયજાદા, ચુડાસમાને સરવૈયા સમર્થ છતાં ઘણા ખરા અત્યારે બહુ કંગાલ દશા ભોગવે છે, તેમની સ્થીતી બહુ કરુણાજનક થઇ પડી છે, અને તેથી આઇનાગબાઇએ રા'મંડળીકને આપેલો શ્રાપ સર્વાંશે ફળીભૂત થયાનું કબુલ કરવું પડે છે. સરવૈયાનો મૂળ પુરૂષ સરવાની ચોરાશી લઇને ઉતરેલો, ત્યાં તો અત્યારે તેમનું નામ નિશાન પણ માલમ પડતું નથી. પણ તેઓએ ઉંડ, વાળાકમાં પોતાનો નિવાસ કર્યો છે, ત્યાં તેમની જાગીરો છે, તેમાં દાઠા, ચોક, હાથસણી, અઇયાવેજ, જાલીઆ માનાજી, જાલીઆ અમરાજી, રાણ પરડા, રાણી ગામ, સમઢીઆલા, સનાલા ચીરોડા, પા, દેદરડા, કણઝરડા એ જૂદી ચુકવતીની જાગીરો છે. સીવાય ભાવનગર તાબામાં કેટલાક સરવૈયા મુળ ગીરાશીઆની સ્થીતી ધારણ કરી રહ્યા છે. ચુડાસમાઓએ ભાલમાં બાવન ગામો મેળવ્યાં હતાં, તેઓની જાગીરો અમદાવાદ જીલ્લાની હકુમત નીચે ગુજરાતના તાલુકદારી સેટલમેંટ ઓફીસરના તાબામાં છે. રા'ને રાયજાદાની સંજ્ઞાવાળા ગીરાશીઆની સંખ્યા બહુ થોડી છે, તેમ તેમની જાગીરો પણ ગણત્રીમાં ગણવા જેવી નથી, સરવૈયા અને ચુડાસમા જાગીરદારો છે, પણ તેમનામાં ભાઇઓ વચ્ચે સરખે હીસ્સે વહેંચણી કરવાનો રીવાજ હોવાથી, હવે તેઓ છેક હલકા ભાગદાર થઇ ગયા છે, અને તે એટલે સુધી કે કેટલાકને એક રૂપીએ તો શું પણ સો રૂપીએ એક પાઇ પણ ન આવે, આવી સ્થીતિમાં આવવા છતાં હજી કેલવણી લેવા તરફ તેઓ ધ્યાન-

આપતા નથી, અન્ય ઉદ્યોગ કરવાને માર્ગે પ્રેરાતા નથી. પણ ઉલટાં અફીણ અને દારૂના દુર્વ્યસનમાં ડુબતા જાય છે, પ્રમાદમાં ઘેરાઇ ગયા છે. અને તેમાં જીંદગીનો અમુલ્ય વખત એળે ગુમાવે છે. તદન અવનતિને પામ્યા છતાં અજ્ઞાન તીમીરથી કુસંપ, મિથ્યાભિમાન, ઇર્ષ્યાં ઇત્યાદી દોષો તેમનામાં દ્રઢપણે દાખલ થયા છે, એટલે વેર–ઝેર અંતરમાં રાખીને પરસ્પરને પાયમાલ કરવા ઇચ્છે છે, અને એજ વ્યવસાયમાં સર્વદા પ્રવર્ત રહે છે. તેમનું નિત્ય કર્મ યાને વર્તનવીલક્ષણ છે, તેઓ પ્રભાતમાં ઘેરથી વહેલા ઉઠીને ચોરો કે ધર્મ શાળાનો આશ્રય લે છે. ત્યાં ડાયરાને કસુંબાની ઝુક જામે છે, મારાસમ, તમારાસમ, બાપુના સમ, દાજીના સમ, જીજીના સમ, ઇત્યાદિ શબ્દોનો સોર ત્યાં એવો થઇ રહે છે કે કાન પડયું સંભળાય નહીં, ખોડીઆરમાના સમતો તેમને મન શાક દાળ છે! આ રીતે કસુંબા પીવા પાવાની ક્રીયા ખતમ થાય છે, પછી રોટલા વખત થતા લગી ગપ્પાં સપ્પામાં વખત ગાળવામાં આવે છે, કે જે ગપ્પાંમાં ધર્મ, નીતી, બોધ કે સત્યનો એક અંશપણ ભાગ્યેજ શોધ્યો જડે. રોટલા વેળા થાય એટલે ઘેર જાય છે, અને ત્યાં ખાઇ પીને હાથમાં હોકાને બગલમાં ગોદડુ લઇ ચોરાતરફ કુચ કરે છે, અને ત્યાં થોડીવાર બેસીને હોકો પીધા બાદ પથારી કરીને પોઢી જાય છે, તે પાછા ત્રણ વાગે જાગે છે. જાગીને “ એ ભગવાન એનાએ ” એ કહેવત પ્રમાણે પાછી કુસુંબાને ડાયરાની ધમાલ મચે છે! માગણ તાગણ અને અન્ય બંધારણીઓનો તે વેળાએ જમાવ બહુ સારો થાય છે, બાપુની ડાબલીમાં અફીણ હોય કે ના હોય પણ ભલકારો દેનારા; વડીલોનાં વખાણ સંભળાવનાર, ભાંડ ભવૈયાને ભાટ ચારણો જે હાજર હોય, તેને અફીણ આપ્યા વીના ચાલતું નથી. આ કાર્યક્રમવ્યતિત થતા થતામાં સુર્યનારાયણ ક્ષીતીજમાં વીરામે છે.

સંધ્યાકાળ થાય છે, એટલે તત્કાલ કલાલના ઘર તરફ જવાની તૈયારી કરે છે. ખીસ્સામાં પૈસા હોય કે ન હોય, તેની પરવા નહીં; પણ દારૂતો જોઇએ જ જોઇએ. કોઈ અનાજ, તલ કે કપાસના ખોળા ભરી લઇ જાય છે, અને તે દારૂ પીવાના બદલામાં કલાલને આપે છે. દારૂની લત બહુ બુરી છે, એ લત લાગ્યાથી તેને માટે પૈસા મેળવવા આશામી પાસેથી પાવલુ લઇ પચીશની પહોચ આપ્યાના પણ દાખલા બન્યા છે, બને છે! એટલુંજ નહીં પણ એક સરવૈયા ગીરાશીઆએ દારૂના દેણામાં કલાલને આખું ગામ લખી આપ્યું હતું? કેવી મુર્ખતા!

અફીણથી પણ એ કોમની પાયમાલી થઇ છે, તેઓ પોતેજ પોતાના ભાઇ ભત્રીજાને અફીણીઆ બનાવવાનો પ્રયત્ન કરે છે, તેને ખાતર દુલ્લા દીલે દ્રવ્ય વાપરે છે, ખરી રીતે અફીણ અને દારૂ એ બેથી રજપુત–ગીરાશીઆની પાયમાલી થઇ છે. એ વ્યસનને વશ થવાથી વીશ–પચીસ વર્ષના જુવાન, શરીરે સુષ્ક, દૈવત વિનાના, અને મડદાં જેવા માલમ પડે છે, વખત ઘણો કીંમતી છે, તે તેઓ વ્યર્થ આ-ળસમાં ગુમાવે છે, અને જોકાં ખાઈ જીવન પુરૂ કરે છે.

ગીરાશીઆઓ પોતાના ભાઇ ભત્રીજાને, પીત્રાઇ ગોત્રાઇને, અફીણને ચાળે ચડાવવાને કેટલો ચડસ રાખે છે, તેનો સત્ય ચીતાર બતાવનાર અનેક દાખલા છે. એક ગીરાશીઆના કુટુમ્બમાં મજબુત બાંધાના અને મનોહર ચ્હેરા મ્હોરાવાળા કેટલાક જુવાનો હતા, તેમને પોતાની માફક અટ્ટલ બંધારણી બનાવવાના હેતુથી એ ગીરાશીઓ રોજ ચાહીને તેમને ગામ જતો, દુલ્લા દીલે ગાંઠનું અફીણ વાપરતો, અને ખાર ભંજણા માટે પાસે પૈસા ન હોય, તો હાથે પહેરેલા સોનાના વેઢનો કટકો કાપીને આપતો, એ રીતનો વ્હેવાર જેની મારફત ચાલતો, તેઓ વચ્ચે ન્યાલ થતા હતા. પોતે એવી રીતભાતથી પાય-

માલ થઇ ગયો, અને પોતાના ભાયાતોને નજરમાં ઘાલેલા, તેમને શારીરીક, માનશીક અને આર્થીક અવનીતીમાં લાવી મુકયા, રાતા રાણ જેવા મજબુત બાંધાના હતા, તે પીળાપચ્ચ મુડદા જેવા બની ગયા. વળી ગીરાશીઆ ઝેરીલા—ખારીલા હોય છે, એટલુંજ નહીં પણ ગીરાસણીઓના વેરઝેરની તો અવધી ! તેના સંબંધમાં એક હકીકત એવી સાંભળી છે કે મૂળીના પરમારોનું "માંડણરાવ" કરીને એક દેવસ્થાન છે, એ દેવસ્થાનના મેળા પ્રસંગે, એક સાદા (બંધારણી નહીં તેવા) ગીરાશીઆની સ્ત્રીએ બીજા એક બંધારણી ગીરાશીઆની સ્ત્રીને કહ્યું કે, "આવો બંધારણીની વહુ" આ શબ્દો એ બાઇને તરવારના ઝાટકા જેવા વસમા લાગ્યા, પણ પોતાના મન ઉપર થએલી એ શબ્દોની કારી અસર તેણે કળાવા દીધી નહીં, પણ હર્ષીત વદનથી હા, એટલો જ જવાબ આપી તેની સાથે રહી રમત—ગમતમાં વખત ગુજાર્યો; ત્યાર પછી ઘેર આવી પોતાના ધણીને વાત કરી કે મને સબળાભાઇની વહુ એ "બંધારણીની વહુ" કહી વક્રોક્તિથી મેણું માર્યું, એ વેણ મને કાળજામાં ખટકે છે, માટે ગમે તેમ કરીને "માંડણરાવ" ના આવતા મેળા લગીમાં તેના ધણીને અફીણનું સજડ બંધાણ કરાવો, કે જેથી હું તેને "આવો બંધારણીની વહુ" એમ કહી બોલાવું, ને મને મર્મ બાણ માર્યું છે, તેનો બદલો લઉ. માનાજીએ એ વાત માન્ય કરી, અને થોડાક દીવસ જવા દઇ, વાટે ઘાટે સબળાજી મળે તો તેને અફીણનો આગ્રહ કરવા માંડયો, સબળાજીએ પ્રથમતો ખુબ તાણ કરાવવા માંડી, ઘણી વારતો તેણે મોંપણ ન માંડયું માનાજીએ પોતાની કોઢે ચા પાણીને નારતાની બેઠકમાં નોતરી ધીમે ધીમે તેને અફીણને ચાળે ચઢાવ્યો, અને ધીમે ધીમે એવો બંધારણી બનાવ્યો કે અફીણ વિના ચાલેજ નહીં, છ મહીને તેને ડાબલી ધારણ કરવી પડે, એવી સ્થીતી

ઉપર લાવી મુકયો. સબળાજીના તન ઉપર તેની તાદશ અસર થઇ. સબળાજીનાં દકરાણાં ચકોર હતાં, તે સમજી ગયાં કે દરબારને અફીણુ ચોટયું લાગે છે. પુછપરછ કરવા માંડી, પણ તેમણેતો હાથજ ન મુકવા દીધો, સબળાજી સોગન ખાઇને ખાત્રી કરી આપવા લાગ્યા, અફીણીઆ ખોટા સોગન ખાતાં ડરતા નથી " ચોરટાની ના ને છીનાળવાની મા " એવી કહેવત ચાલે છે તેજ મુજબ હરકેને ટરકે વ્યસનીઓ ખોટા સમ ખાય છે. ગમે તેટલા સમ ખાવા છતાં સબળાજીની સત્યતાની પ્રતીતી ન થઇ, સબળાજીની વહુએ સબળાજીની મા હયાત હતાં, તેમની પાસે પતીના પરાક્રમની વાત પહોચાડી. માએ દીકરાને બહુ ઠપકો દીધો, ને કહ્યું કે બાપ ! આપણો ગીરાસ ઘણો ટુંકો છે હાથે ખેડ કરશો તો ખાશો, તેમાં જો અફીણ ચોટયું તો થઇ રહ્યું ! મા પાસે પણ સબળાજીએ ખરી હકીકત કહી નહીં. સબળાજીની માનો રૂવાબ જબરો હતો, તેમણે સત્ય તપાસવાને સબળાજીને એક ઓરડામાં પુર્યો. દીવસ રાત એજ ઓરડામાં રાખે, ને ત્યાંજ ખાવા પીવાનું આપે, ગણસણ આ વાત ગામમાં ગઇ, ઘરમાં છુપાઇ ન રહી. માનાજીની વહુએ જાણ્યું કે વાત કથળી ! કદાચ સબળાજી સખત પ્રતિબંધમાં રહ્યાથી તેનું બંધાણ છુટી જશે, તો વાત બગડશે. ચતુર ગરાસણીએ ચતુરાઇથી તેને અફીણના પંજામાંથી નહીં છુટવા દેવા તદબીર કરી. તેને તો એ વાત ગળે હતી.

અહીં સબળાજીની સ્થીતિ બહુ કફોડી હતી. તેને જે ઓરડામાં પુરી રાખ્યો હતો, ત્યાં તેને મુદલ ચેન પડતું ન હોતું. ખાવાનું જે જોઇએ તે મળતું હતું. પણ તે ભાવે કેમ ? તેની રગો ખેંચાતી હતી, ગાત્ર સીથીલ પડી જતાં હતાં, નિદ્રા આવતી નહોતી, ઘડિકમાં ઉઠે, ઘડીકમાં બેસે, ને ઘડિકમાં સુઇ જાય, પણ ક્યાંય જરાએ ગોઠે નહીં.

આ સ્થીતિમાં તેણે કેટલોક વખત વ્યતિત કર્યો, તેની મા અને સ્ત્રી સમજી ગયાં, કે આ બધા ચાળા એ પાપી કાળીયાના પ્રવેશના છે, પણ ફીકર નહીં, બે દહાડા દુખ પડશે, પણ તાજુ હોવાથી છેવટ છુટી જશે, અથવા સજજડ ચોંટયું હશે તો છતું થશે. પણ માનાજીની વહુ યુક્તીબાજ એવી હતી કે છતુ થાય નહીં, ને બંધાણ છુટે નહીં, તેવી રચના તેણે રચી.

માનાજીની વહુ બેસવાને બ્હાને સબળાજીના દરબારમાં આવી, તેની સાથે તેના કુટુમ્બની બીજી પાંચ સાત વહુ દીકરીઓ પણ હતી, તે બધાંને સબળાજીની મા તથા વહુએ આવકાર આપ્યો, બેસવાને ચાકળા નાખી પાસે પાણી, દાતણ અને બજરનો દડીઓ મુકયો. બજર દેતાં દેતાં આડા અવળા ખુબ તડાકા માર્યા; ગરાસણીઓના તડાકામાં ધર્મ અને નીતીનાં તત્વો ભાગ્યેજ જોઇ શકીએ, બોધની વાતતો બીલકુલ હોયજ કયાંથી ? માત્ર એ વાતમાં જેની તેની નિંદા કુથલી, પરસપર મિથ્યાભિમાનના ઉદ્ગાર, અને આપ વડાઇનોજ ઘોષ સાંભળી શકીએ. પોતાના ઘરનું શબ્દોમાં ગૌરવ દેખાડવાની આવડત ગરાસણીઓના જેવી બીજી કોમનાં બૈરાંમાં ભાગ્યેજ હોય છે.

માનાજીની વહુએ માંડા સુધી બેસીને દાંતે બજર દીધી, અને ઓસરીમાં આમ તેમ ટેલવા માંડયું. આ ઓરડો કોનો ? આ ઓરડામાં શું છે! એમ પુછતાં પુછતાં જે ઓરડામાં સબળાજીને પુર્યા હતા, તે ઓરડા તરફ તેની નજર ગઇ, એ ઓરડાનાં કમાડ બંધ હતાં. તેને તાળું પુરેલું હતું, પણ તેની બંને બાજુએ એક એક ગોખ ( જાળીયું ) હતો, તે ગોખદ્વારે માનાજીની વહુની દ્રષ્ટી ઓરડામાં ગઇ, એ ઓરડામાં સબળાજી બેચેન સ્થીતીમાં ઢોલીઆ પર બેઠેલા હતા. માનાજીની વહુએ ટીંગાઇને “ આ ઓરડામાં કોણ રહે છે ? એવો પ્રશ્ન કરી હળવેથી

એક ચીંદડીએ આશરે અરધા ભાર અફીણ બાંધી આણ્યું હતું, અને એ ચીંદડી પોતાના કાપડામાં છુપાવી રાખી હતી, ત્યાંથી કાઢીને જાળી વાટે અંદર ફેંકી. એ ચાલાક ગરાસણીએ પાસેનાં સબળાંની એવી ઉસ્તાદીથી નજર ચુકાવી કે તેણે શું કર્યું? તે કોઇ જોઇ કે જાણી શકયું નહીં, તેમ ફેંકેલી ચીંદડી સબળાજીની સમીપ તેને અથડાઇને પડી. સબળાજી ઝબકયો, તેણે ચીંદડી હાથમાં લઇ છોડીને જોયું તો તેમાં અફીણ હતું. અફીણને જોતાંજ—તેનો હાથને સ્પર્ષ થતાંજ મોંમાં પાણી છુટયું, તેનું સોથીલ પડી ગએલું સર્વાંગ સતેજ થયું. નેત્રોમાં નુર આવ્યું. તેણે ચણા જેટલું અફીણ ઝટપટ ખાધું, ને અફીણ ઉગ્યું; એટલે ખોંખરો માર્યો. તેણે વિચાર કર્યો, કે જરૂર અહીં કેદખાનામાં ઈશ્વિરે અપાર દયા કરીને મને અફીણ આપ્યું—મોકલાવ્યું, બાકી બીજું કોણ આપે? વારૂં! ધર્મ રહ્યો ને ધ્યાને રહ્યું, આટલું અફીણ પાંચ દહાડા પહોચશે, તેટલામાં તો બહાર કાઢશે, નહીંતો ઇશ્વર સરખો બેલી છે! આમ કહી બાકીનું અફીણ એવી ગુપ્ત જગોએ સંભાળીને મુકયું કે કોઈ જોઇ શકે નહીં.

અફીણ આપનાર ઇશ્વર નહોતો. પણ માનાજીની વહુ અફીણ આપીને સબળાજીની ઈશ્વિર થઇ પડી. ખરી રીતે તેણેતો શત્રુનીજ ગરજ સારી હતી; તેના અહીતનીજ તે કારણ ભૂત થઇ. પોતાનું ધાર્યું યુક્તિથી સફળ કરી “ હવે રાંધણાની વેળા થઇ ” એમ કહી સબળાજીનાં મા અને વહુપાસેથી માનાજીની વહુએ રજા લીધી, મલકતે મુખડે એ ઘેર ગઇ.

સબળાજીને ઘરમાં પુર્યાને બે દહાડા થયા હતા, ને બીજા પાંચ દહાડા વીત્યા, પુરા સાત દીવસ થયા. છતાં તેના તનમન ઉપર કાંઇ અસર થએલી સબળાજીની મા અને વહુએ જોઇ નહીં, તેમણે ધાર્યું

કે સહેજ શોખના માર્યા ફસાયા હશે, હવે ખાત્રી થઇ કે બંધાણ ચોટયું તો નથીજ. વળી આટલા સંસ્કાર થયા પછી સમજશે, તેને છાંયડેજ ઉભા નહીં રહે ! એમ માની તેમણે સંતોષ ગ્રહણ કર્યો, તે બીચારીને ખબર નહોતી કે હવે તો "જડએ સલાક" બંધાણ ચોટી ચુકયું છે ! સબળાજી બહાર નીકળ્યા પછી પાછા માનાજીની કોઠ તરફ જવા લાગ્યા. ત્યાં કાવા કસુંબાની ધમ્માચકડી ચાલી રહી. બે માસ એ રીતે વીત્યા ! તેટલામાં તો સબળાજીને પાકા બંધાણી કરી મુકયા ! પછી તેને મફતીઆનું ઉપનામ આપ્યું, વાક્પ્રહાર થવા લાગ્યા, એટલે તે બીચારાએ ડાબલી ધારણ કરી. પોતાના ભાઇબંધોને અફીણ પાવાની ફરજ પડી. ભાઇબંધોએ તેને એટલો અફીણમાં ચઢાવી મુકયો કે તે "માંડણરાવ" નો મેળો આવતા લગીમાં તો અફૂલ બંધારણી થઇ ગયો. માનાજી કરતાં સબળાજીની અર્થીક સ્થીતિ સારી નહોતી, તેને ઘી દુધ સારી રીતે ખાવા જડતું નહીં, તેથી તેની શરીર સ્થીતિ ઉપર અફીણની બહુ કારી અસર થઇ. બાર મહીના પહેલાં તે મજબુત બાંધાનો હતો, ધરતી ઉપર ધમધમ ચાલતો હતો, શરીરમાં ચાલાકી યાને સ્ફુરતી હતી, તે બધું જતું રહ્યું: અને બેહાલ બની ગયો. ઘરનાંએ પણ જાણ્યું કે ગમે તેટલી સખ્તાઈ, ગમે તેટલો બંદોબસ્ત રાખવા છતાં પણ સબળાજી અફીણના સપાટામાં સપડાયો ! ખેર ! નશીબ તેનાં ! તેમણે તે બાબતની છેડ છોડી દીધી. "માંડણરાવ" નો મેળો આવ્યો, પરમારોની વહુ દીકરીઓ યથાશક્તી વસ્ત્રાલંકાર સજી સૌ દર્શને ગયાં. માનાજીની વહુને તો પોતાનો હેતુ પાર પાડયાની પુરી હોંસ હતી. એટલે તે તો સૌથી વહેલાં તૈયાર થઇ વીદાય થયાં હતાં. મેળામાં તેમને સબળાજીની વહુ મળ્યાં, તેને તેઓ ભાવથી ભેટયાં, ને કહ્યું કે, "આવો બંધારણીની વહુ" આ શબ્દો સબળાજીની વહુને વજ્રઘાત જેવા વસમા

લાગ્યા, પણ કરે શું? ગરાસણી ગુસ્સો સમાવી હસ્તે મુખડે વાત કરવામાં કુશળ હોય છે, એ કુશળતા સબળાજીની વહુએ પુરેપુરી દાખવી. આ દાખલાઓ એટલું દેખાડવાને બસ છે કે ગરાસીઆ જેમ વેર ઝેરથી પીતરાઇને, ભાઈ ભત્રીજાને પાયમાલ કરે છે, તેમ ગરાસણીઓ પણ જેને દાઢમાં ઘાલે છે, તેને હરેક રીતે દુનિયાંપાર કરી મુકવામાં કીંચીત કચાશ રાખતી નથી.

અફીણ તથા દારૂના વ્યસન ઉપરાંત ગરાસીઆ વર્ગમાં અદેખાઇનો દુર્ગુણ બહુ મોટા સ્વરૂપે દાખલ થયો છે, તેઓ પોતાના સગા ભાઇનું પણ સારૂ સાંખી શકતા નથી. એટલુંજ નહીં, પણ તે જેમ ખરાબ થાય, પાયમાલીને પામે, એમ હ્રદયમાં હમેશાં ઇચ્છે છે, અને પોતાના ભાઇને નુકશાન કરવાને માટે પોતે અંગત લાભ ગુમાવે છે. નુકશાન ખમે છે. તેને માટેની એક આખ્યાયીકા એવી છે કે, એક ગરાસીઆની સ્થીતિ ઘણી દુર્બળ હતી, કુટુમ્બ બહોળુ હતું, છોકરાં છૈયાંનો વિસ્તાર વધારે હતો, ઘરમાં અન્ન, પાણીને આબરૂ વિના જે જાઇએ તે બધુ હતું, પળી તેલ કોઇ ઉધારે આપતું નહોતું, છોકરાં ધાન, ધાન કહી ધમ્મા ચકડી મચાવી મુકતાં હતાં, થોડી ઘણી જમીન જાગીર હતી, તે મુકી ખાધી હતી, પાસે પૈસા કે જમીનનું કશું સાધન હતું નહીં. આવી દુખદાવસ્થાથી કંટાળીને તેણે મહાદેવમાં જઈ કમળ પુજા કરવાનો નિશ્ચય કર્યો, તેણે ધાર્યું કે, કતો મહાદેવજી પ્રસન્ન થઈ દુખદારીદ્ર ફેડે છે, નહીં તો આ દુઃખી અને કંટાળાભરેલી જીંદગીનો અંત આવે છે! આ વિચારથી દુરના એકાન્તીક શીવાલયમાં ગયો, સ્નાન કરી શ્રદ્ધાપૂર્વક શીવ પુજન કર્યું, અને ખડગ ખુલ્લુ કરી સ્વહસ્તે કમળ પુજા કરવા જાય છે. મસ્તક છેદવા તત્પર થાય છે, એટલે શીવે અદશ રહી અટકાવ્યો, ને વર માગવા જણાવ્યું. ગરાશીએ વિનય

પૂર્વક માગ્યું એ કે "હું જે ચીંતવું તે મને મળે" એટલો વર આપો, શીવે અસ્તુ, કહી વિશેષમાં એટલું કહ્યું કે, "તારા કરતાં તારા ભાઇને બમણું મળશે" આટલું કહી અદ્રશ વાણી બંધ થઇ, ગરાસીઓ ખુબ ખુશી થતો ઘેર આવ્યો, ને પોતાને ભવ્ય મેડી, ગામ-ગીરાશ, નવયૌવના સુંદર સ્ત્રી, અને પુષ્કળ પૈસા ટકા, હય રથાદિ વાહનો, અને ગાયો ભેંસો ઇત્યાદી દુઝણાં ઢોરો મેળવવાનું ચીંતવન કર્યું. સર્વ શક્તીમાન શીવ પ્રભુએ તેનો મનોર્થ સીદ્ધ કર્યો, તેને તે સઘળું સાંપડયું. પણ જ્યાં જુએ છે, તો તેના ભાઇને પોતાનાથી બમણું સાંપડેલું તેની દ્રષ્ટીએ આવ્યું, આ તેનાથી ખમાયું નહીં, તે મનમાં મુઝાયો; વિચાર કર્યો કે આતો હું વર નહીં, પણ શ્રાપ માગી લાવ્યો ! ભલે હું ભુખે મરૂં, પણ મારો ભાઇ તાજેમાજે થઇ તાના કરે, એતો મારાથી નજ ખમાય ! તેણે એજ વરદાન વડે પોતાના ભાઇને હેરાન કરવાની–મુશ્કેલીમાં મુકવાની યુક્તી ખોળી કાઢી, અને તેમાં પોતાને ખમવું પડે તેની દરકાર ન કરી, તેણે પોતાની એક આંખ ફુટી જવાનું ચીંતવ્યું ! તત્કાળ તે કાણો થયો–ત્યારે તેનો ભાઇ બે આંખે આંધળો બન્યો, તેણે પોતાના આંગણામાં એક કુવો થવાનું ચીંતવ્યું, તે કુવો થયો, તેના ભાઇના આંગણામાં બે કુવા થઇ ગયા ! કુવો તેણે એવી ઉમેદથી ઇચ્છયો કે મારા ભાઈના આંગણામાં એથી બે કુવા થશે, ને તે આંધળો છે, તેથી પડીને મરી જશે, તે પોતાના એક દીકરાના ભોગે ભાઇના બે દીકરાનું મોત નીપજાવી તેનો વંશચ્છેદ કરવા લગીનું ચીંતવન કરવાને ચુકયો નહીં. આ રીતે પોતે પાયમાલી વેઠીને–હેરાન થઇને, પોતાના ભાઇને પાયમાલ કર્યો, હેરાનગતીમાં મુકયો, આ એ વ્યક્તિની અદેખાઇનું ચીત્ર કેટલું ખેદયુક્ત છે ? કદાચ આ વૃત્તાંતને આપણે કલ્પીત ગણીએ, છતાં એવી અદેખાઇએ એ કોમના અંતરમાં ઘર કર્યું છે, એતો નિર્વીવાદીત છે.

મીથ્યાભિમાનનો દુર્ગુણ પણ તેમનામાં હદ કરતાં વીશેષ દ્રષ્ટીગોચર થાય છે, "પેટમાં પુમડા પાણી નહીં ને મારૂં નામ દરીઆ વખાં" તેના જેવો ડોળ દેખાડવાને તેઓ સર્વદા તત્પર રહે છે, અને હમેશાં હાંસીપાત્ર ટાંટરો રાખવામાંજ મહતા માને છે. પોતાના ઘરમાં ભલે હાંલ્લાં કુસ્તઇ કરતાં હોય, બાર હાથનો વાંસ ફરતો હોય, પણ પોતાના દેખતાં દરજી, સોની સુતાર, કુંભાર મોચી વગેરે ગમે તો કેળવાએલાને શ્રીમાન હોવા છતાં ખાટલે ન બેસી શકે ! અરે ! વાણીઆ બ્રાહ્મણ પણ સારાં લુગડાં લત્તાં પહેરીને ફરે, અને તેમના પ્રત્યે માન ન દર્શાવે તો અમળાઇને મરે છે ! તો પછી વાળંદ જેવાં વસવાયાંના સંબંધમાં તેમની તિરસ્કાર દ્રષ્ટીનું કહેવુંજ શું ? તેમના મીથ્યાભિમાનનો, બલકે અમળાટનો એક આશ્ચર્યજનક દાખલો એવો છે કે, એક ગરાસીઆને ઘોઘા બારામાં પોતાના કોઇ સગાને ત્યાં જવાનું હતું, ત્યાં પહેરી જવા માટે સારાં કપડાં જોઇએ, પણ અંગે રાત દીવસ પહેરવામાં આવતાં, તે સીવાય બીજી જોડતો હતાંજ નહીં, એક જોડ હતાં, તે ધોબીને બે દીવસને વાયદે ધોવા આપ્યાં, ને પોતે ત્યાં લગી એક પનીયું પહેરીને કોઢમાં બેસી રહ્યા. ધોબીએ ચોરણો કડીયું ને ફેંટો તથા પછેડી પાણીમાં છબ છબાવી પુષ્કળ ગળીમાં બોળીને બાપાને વાયદા પ્રમાણે આપ્યું, ન આપે તો વળી તેને બે શબ્દો સાંભળવા પડે. બાપા ! હજામત કરાવી માથું ધોઇ તૈયાર થયા, ઉછી ઉધારો કરી અરધાનું અફીણુ લાવી ડાબલીમાં નાંખ્યું. ગરાસીઆને ભાતા પોતાની તો જરૂર નહીં, રસ્તામાં જે ગામ આવે, ને ત્યાં ચોરે અડંગા નાખી, બંધારણીઓને કસુંબો પાયો, કે રોટલા—ચાળુનો [illegible] થઇ ચુક્યો ! એટલે પોતામાં અફીણ જોઇએ, અને થોડું પણ હતું, એટલે એ ચીંતાતો હતી જ નહીં—હવે ચીંતામાત્ર ધોકુ ને સાથે

લઇ જવા માણસ જોઇએ. તેની હતી. ઘેરતો ઘોડું કે માણસ એ એમાંનું કશું હતું નહીં, ઘોડું બીજું તે માગ્યું કોણ આપે? પણ ગામમાં દાઢીને ઘેર ઘોડું હતું. પીઠપર સવાગજનું ભાઠું હતું, બાપાએ તેની દાઢીમાં હાથ ઘાલી ભાઇબાપા કહી માગી લીધું, ઘોડાનો જોગ થયો. પણ તેને સાજ હતો નહીં, કોઇની ડળી, કોઇનું ખોગીર, ને કોઇનું ચોકડું લાવી સામાન ભેગો કર્યો, ભાઠાને લીધે બેસવાને ઇજા ન પહોંચે, તેટલા માટે બકાલી ખોજાનું સુંઢીયું માગી આણ્યું, આ રીતે ઘોડાની ગોઠવણ થઇ, હવે માણસ જોઇએ, તે મફ્ત કયાંથી મળે? વાળંદને જન્મારામાં ચપટી દાણો આપ્યો હોય, જરા મીઠી જીભ બીજી રીતે પણ કોઇ દહાડો વાપરી હોય, તો તે પણ શરમે સાથે આવવાને તૈયાર થાય, છેવટ પોતાના જેવા એક અફૂલ બંધારણી ખવાસને ખોળી કાઢયો, તેપણ તિરસ્કારખાં હતો, બાપાની સેહમાં લેવાય તેમ નહોતો. તેને બાપાએ કહ્યું કે ચાલ, ચાર દહાડા જમીશ, રમીશ ને સગામાં જઇએ છીએ ત્યાં કસુંબા પાણીની ઝંકોળ ઉડશે! ખવાસ મેરૂએ કહ્યું, કે હા, બાપા, પણ હું બંધારણી, તમે સ્વાર, તેથી તમારી સાથે પાળો પુગું નહીં, ને મ્હારામાં ટાંટીઆ તોડવાની તાકાદ નથી. બાપાએ તોડ કાઢયો, કે હું બંધારણી છું પણ પગ પાળો ચાલી શકું છું, પણ અમે ગરાસીઆ ભાઇ, તેથી ચાલતા જઇએ; તો ખોટું. તેથી ઘોડું લીધું છે. માટે ગામ આવે, ત્યારે હું બેસીશ, ને વગડામાં તું બેસજે. બાપાને ગરજ હતી, તેથી આવી રીતે તેને સમજાવ્યું. તેણે માન્યું. બીજે દીવસે બાપા સ્વાર થઇ સીધાવ્યા, મેરૂખવાસ સાથે ચાલ્યા, હાથમાં હોકા સાથે ઘોડા તથા બાપાનો વેશ જોઇ બેશક હસવુંજ આવે; છતાં ઘોડે બેઠા ત્યારે એમણે તો ખોંખારો ખાઇ મનમાં એમજ માન્યું કે જાણે ભાવનગરનો ધણી તે કીસ ગણત્રીમાં! કરાર પ્રમાણે ચઢયા પાળા

છેક સંધ્યાકાળે ભાવનગર પહોંચ્યા, વરસાદનો વખત હતો, ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. ગામમાં કોઈનું ઓળખાણ નહોતું, ઉતરવું કયાં? એ વીચારમાં ટગુમગુ બહાર પરામાં ચાલ્યા જાય છે, એટલામાં તેમનાજ ગામને એક હજામ ઉદ્યોગ માટે શહેરમાં આવી રહેલો, તેણે બાપાને દીઠા, ઓળખ્યા એટલે બાપાને રામ રામ કર્યા! એટલે બાપાએ જાણ્યું કે ઠીક થયું, ઓળખીતો જડી ગયો, હવે ફીકર નથી, "મહારાજ નમો નારાયણ તો ધામા તમારે ત્યાં" તેના જેવો બાપાનો મનસુબો થયો, પણ એ વાત મનમાં છુપાવી મોંઢેથી કહ્યું કે, ના ના ભા, તારે ત્યાં નહીં આવીએ, અહીં અમારે ઉતારાનાં ઠેકાણાં કયાં ઓછાં છે. દરબારમાં જઇએ તો અછો અછો વાનાં કરે! હરીસીંગજી વજીરને ને અમારે નાતો છે, વળી માધવસંગજી વજીર જાણે તો અમને આઠ દહાડા સુધી નીકળવાજ ન દે! વળી દેસાઈના ખોરડાને આપણા ગામ સાથે કયાં નાતો નથી? વળી તને કયાં ખબર નથી કે આપણાં ભાણીબાની ભત્રીજીની ભત્રીજી અહીં પરણાવી છે! પણ અમારે તો ક્યાંય નથી જવું, અમેતો સવારમાં ધોધાબારામાં જવાના છીએ, એટલે ધર્મશાળા કે ઠાકરદ્વારો હશે, ત્યાં રાત રહીશું. હજામે આગ્રહ કયો, બાપાએ ખુબ ખેંચાતાણ કરી, મેરૂખવાસે પડખે ચઢી કહ્યું, કે હવે જો તાણુસો તો રખડશો; અને આ શહેરમાં કયાંય વેડો નહીં થાય. બાપાને હજામની મેમાનગતી લેવાનું તો મન હતું, બીજે કંઈ ઠેકાણું નહોતું, પણ આતો ખાલી ખેંચતાણ કરતા હતા. છેવટ ઢીલા પડ્યા, ને હજામને ઘેર તેની સાથે ગયા. કાળીપામાં કાનીઆ હજામે એક બાર આનાના ભાડાની કોટડી રાખી હતી. તેને એક ખંડને આગળ નાની સરખી ઓશરી હતી. કાનીઓ કુટુંબ સાથે શેહેરમાં રહેતો હતો, તેણે ઝટપટ આગળ જઇ ઓશરીમાં બાપાને માટે ખાટલો

નાંખી, તે ઉપર એક ધડકી બીછાવી, બાપો તે ઉપર બેઠા, ને હોકો ગગડાવવા લાગ્યા; પાસે મેરૂ ખવાસ નીચે બેઠો. કાનીએ કોળીવાડમાંથી એક ઘાસની ગાંસડી વેચાતી લાવી ઘોડાને નીરણ કરીને સામાન ઉતારી ઘોડીઆટ ઉપર ગોઠવી દીધો. ખીચડી કઢીને રોટલા સાથે ગાજરના અથાણાનું બાપાને તથા મેરૂ ખવાસને વાળુ કરાવ્યું, બાવળની છાલ સળગાવી સાણંદની બજરની ગડાકુ બનાવી બાપાને હોકો ભરી આપ્યો. આ રીતે સ્વાગતા કરી પછી વાળુ કરીને પોતે બહાર આવ્યો, બાપાને ખાટલા ઉપર પથારી કરી આપી, ઘરમાં એક ગાદલુ હતું તે પાથર્યું, વાર તહેવારે પાસે રાખવાનું પનીયું હતું, તે ઓછાડ તરીકે ઓછાડ્યું. જોડમાં મેરૂ ખવાસને ખાટલો નાખી આપ્યો, અને તેની પાસે પોતાનો ખાટલો નાખી બૈરાં છોકરાંને સુવાડી પોતે પોતાને માટે પાથરેલા ખાટલામાં બેસી હોકો પીવા લાગ્યો. એક હજામ, હલકુ વસવાયું, અમારૂં ચાકર! તે વળી મારા દેખતાં મારી જોડમાં ખાટલે બેસે? આવો મીથ્થાભિમાનનો અંકુર તરતજ બાપાના હૃદયમાં સ્ફુર્યો! જુસ્સો ઉભરાયો, તુરત બાપા બોલી ઉઠ્યા કે અલ્યા કાનીઆ, શહેરમાં આવીને વાત કંઇ ફાટયામાં આવી છે કે શું? કાનીઓ આશ્ચર્યચકીત થઇ વિનયથી બોલ્યો કે કેમ બાપા? મારો કંઇ ગુન્હો હોય તો કહો, આપ મારા ધણી છો.

અલ્યા ધણી ગણતો હોઉં તો મારા દેખતાં ખાટલે બેસી હોકો પીઉં. બાપાએ તેની ખામી દેખાડી.

બાપા! શું કરૂં, જગા ટુંકી છે, બીજે સુવાનું સાધન નથી, અને ચોમાસાનો દહાડો હોવાથી જીવજંતના ભયને લીધે ભોંય ઉપર સુવુ સલામતી વાળુ નથી; તેથી લાચારી સાથે ખાટલે સુવું પડયું છે, માટે માફ કરો, હજામે માફી ચાહી.

નહીં, માફબાફની વાત અમે કંઈ જાણીએ નહીં, જીવજંતનો ભય હોય; અને ભલે તારો લય થાય, પણ ચાકર ઠાકરનો નાતો તો જાળવવોજ જોઇએ. ગમે તેમ તોય અમે ગરાશીઆ ! અને તું અમારા ઘરનો ગુલામ ! તને જરાપણ અમારી શેહ ન લાગી કે ઠાકોરની પેઠે ઠઠારો કરી સામો ખાટલે ચડીને બેઠો, આતો શું કરૂં. ભાઉભાનું અહીં રાજ્ય છે, નહીંતો મારા ગામમાં હોઉં તો ખાસડે ખાસડે તાલ પાડી દઉં ! પણ હવે ડાહ્યો થઇને ઉતર્ય હેઠે ને ભોંયપર સુઈજા, નહીંતો જોવા જેવી થશે. બાપાએ પ્રબળ પ્રકોપ દર્શાવ્યો. પોતે કયાં છે ? કોના આશ્રમમાં છે, કેવી સ્થીતિમાં છે ? તેનો પણ બાપાએ ખ્યાલ ન કર્યો. મેરૂ ખવાસે બાપાને ખુબ વાર્યા—સમજાવ્યા પણ તેમનો ગુસ્સો શાન્ત પડયો નહીં, પણ ઉલટા વધારેને વધારે ચઢયા !

હજામ બાપાનો ડરાવ્યો ડરે તેવો નહોતો, ભાવનગરના રામરાજ્યમાં દસ વર્ષથી આવી રહ્યો હતો, તેને માથે અહીં વેઠવારૂ કે બીજો કશ્યો બોજો હતો નહીં. સ્વતંત્રતાથી પોતાનો નીર્વાહ ચલાવી આનંદમાં દીવસ નિર્ગમન કરતો હતો, બાપાના ગામમાં દુખીના દાળીયા થઇ સુખી થવાને તેણે આ શહેરનો આશ્રય લીધો હતો, ઇચ્છીત સુખ તેને આ સ્થાનમાં મળ્યું હતું—બાપાના ગામમાં પુનઃ તેને જવું નહોતું, જવું પડે તો ગામમાં બાપાનો રૂપીએ બે બદામનો ભાગ પણ નહોતો, કે તેને ભય રહે ! ભય રાખવા જેવું કંઇ હતુંજ નહીં. એટલે કાનીએ કકડધજ જવાબ દીધો કે બાપા ! આ કંઇ તમારૂ ગામ નથી, તમારે વાસગણે આવું ત્યારે બોજો ન ઉતરશો. આતો મારૂં ઘર છે, ને મહારાજ ભાવસીંગજીને વાસગણે છું, માટે જો આપનું માન ઘટી જતું હોય તો પધારો બીજે, જ્યાં આપનો મરતબો જળવાય ત્યાં: બાકી અહીંતો હું ખાટલે સુઇશ ને હોકો પણ પીશ, કાંઇ આપ મેમાન આવ્યા એટલે

હું મરી નહીં જઉં, આપને ફાવે તેમ કરો. આટલું બોલી કાનીઓ ચુપ રહ્યો. બાપાનું કાળજું કાનીઆના કઠોર શબ્દોથી વીંધાયુ, પગરખુ હાથમાં લઇ મારત પણ કદાચ ખરા, પણ ઈશ્વર કૃપાથી તે હતાંજ નહીં, બાપો બાર મહીનાથી અડવાણે પગે ફરતા હતા, તેઓતો દાંત પીશીને બોલ્યા કે, ઉઠય અલ્યા મેરકા, સાલુ ધાંયજું ફાટયુ છે. આપણે અહીં નથી રહેવું, મેરકો કહે મરોને અત્યારે કયાં જાઇશું, "કાણું ઘોડુને વળી કરડકણું" જેવો ઘાટ બાપા શા માટે બતાવો છો? અત્યારે કાળી અંધારી રાતે કયાં જાઇશું. મેરૂએ ખખડાવીને કહ્યું. પણ બાપાનો વેગ નરમ પડયો નહીં, તેઓતો તત્કાળ ઉઠયા, ને એક હાથમાં હોકો ને એક હાથમાં ઘોડાની સરક પકડી ચાલવા માંડયુ. મેરૂને પણ ઉઠવું પડયું, તેને ઘોડાનો સામાન ઉપાડી બાપાની પાછળ ધસડાવું પડયું, કાળી અંધારી રાતે ઝીણા ઝીણા છાંટા પડતા હતા, એવે ટાણે કયાં જાય ? રાતના અગીઆરનો અમલ થયો હતો, થોડેક દુર જઇ વીચાર કર્યો કે અત્યારે ધર્મશાળા કયાં જડશે, અને જડશે તો ઉઘાડશે કોણ ? માટે કોઇ હાટડીની ઓશરીમાં પડી રહીએ, આ વીચારથી બજાર ભણી વળ્યા, બહાર પરાના બજારની એક હાટડીની ઓશરી તેમના જોવામાં આવી, તેના એક ખુણામાં એકબે કુતરાં બેઠેલાં હતાં. મચ્છર ગણગણ કરી રહ્યાં હતાં, તમરાંનો અવાજ કાનને કંટાળો આપતો હતો "અહે દવારકાં" કહી બાપાએ એ ઓશરીમાં મુકામ કર્યો, ને પછેડી પાથરી એક બાજુએ આડા થયા, મેરૂ પણ એક બાજુએ એજ સ્થીતિમાં સુતો, ઘોડાને બાંધવાનો ખીલો કે થાંભલી હતી નહી, મેરૂને હાથમાં સરક પકડી રાખવા બાપાએ આજ્ઞા કરી, પણ તેણે તો ચોખુ કહી દીધું કે એ મારાથી નહીં બને, આખા દહાડાનો થાકેલોછું તેથી મને તો ઉંઘ આવે છે, માટે તમે જાણો ને તમારૂ ઘોડુ જાણે. બાપાનો અત્યારે બીજો ઇલાજ નહોતો, મોંમો હોકાની નેં ને હાથમાં સરક પકડી બાપો સુઇ

ગયા, બાપાએ વાળુ મઝાનું કર્યું હતું—અફીણની લ્હેર બરાબર આવી હતી. વગડામાં ઘોડે મેરૂ બેસતો, એટલે બાપાને ગામના પાદર સીવાય આખે રસ્તે ચાલવું પડ્યું હતું, તેથી તેમને થાક પણ પુરો લાગેલો, એટલે જાણે ઇંદ્રભૂવનમાં અનુપમ સૈયાપર સુતા હોય, તેવી મીઠી નીંદર બાપાને આવી ગઇ, અને ઉંઘમાં ઘોડીની સરક હાથ ન રહી, એટલે ઘોડીતો પોબારા ગણીગઇ, ભડકડે અફીણનો ઉતાર આવ્યો, એટલે આળસ મરડીને બાપો બેઠા થયા, ને મેરૂને જગાડયો, કસુંબો કાઢવાની તો સગવડ નહોતી, તેથી બંને જણાએ રોગુ અફીણ લઇ લીધું, તે પછી મેરૂને ઘોડી સાંભરી, તે અકસ્માત બોલી ઉઠયો કે બાપા, ઘોડી કયાં બાંધી છે ? બાપા તો આભાજ બની ગયા, ને માથું ખંજવાળતા બોલ્યા કે "માળુ ઘોડીની તો મને ખબર ન રહી, હવે કયાં ગોતીશુ" મેરૂ મજાકમાં બોલી ઉઠયો કે "હવે ગોતી રહ્યા." નિરાંતે સુતા હતા ને ઘોડી પણ નિરણ ખાતી હતી તે બાપા, પેટ ચોળીને શૂળ તમે ઉભુ કર્યું! હવે સામાન લ્યો માથે ને માપીએ રસ્તો, નહીતો રોટલા ટાણું અહીં થઇ જશે, મેરૂ, વાતતો ખરી, પણ મને લાગે છે કે ઘોડીતો તેના ધણીના ઘેર જશે, એને કોઇ ચોરતો અડે તેવું નથી. પણ સામાન શી રીતે ઉપડશે, પણ વારૂ મેરૂ, ગામને ગોંદરે તારે ઉપાડવો, ને વગડામાં હું ઉપાડીશ, બાપુ, હવે જેમ તેમ ઠેકાણે પહોચ્યા વિના છુટકો છે ? બાપા નિસાસો મુકીને બોલ્યા. સંકળના પ્રમાણે સામાન લઇ ઘોવા બારામાં ખોખરા ગામે પહોચ્યા, તેમનો આવો વેશ જોઇ સગાઓએ મશ્કરીઓ કરવામાં મણા ન રાખી. કહેવાની મતલબ એ છે કે વ્યર્થ—ખોટા અભીમાનથી આવી અસહ્ય હેરાનગતી તેમને વેઠવી પડી, ઘણાઓ તે પ્રમાણે વેઠે છે.

આવી રીતે રજપુત—ગીરાશીઆની કોમ દારૂને અફીણના દુર્વ્યસનથી પાયમાલીને પામી છે, પ્રમાદને વશ થઇ ગઇ છે, અહંભાવના મહે તેને

ઘેરી લીધી છે, વેરઝેરના અગ્નીએ ભસ્મીભુત કરીનાખી છે, કુસંપને લીધે જંપીને બેસવા પામતી નથી, વિદ્યા વાભૂતિ તેમનાથી વેગળીજ રહી છે, અજ્ઞાનતા તેમની રગેરગમાં પ્રસરી ગઇ છે વિરતાને ઠેકાણે કાયરતાએ ઘર કર્યું છે, જે કોમના વિરપુરૂષો મરવાથી ડરતા નહોતા, રણસંગ્રામમાં હર્ષથી ઝુકી પડતા, એ અત્યારે માંચીના માંકડની પેઠે ઘર બ્હાર નીકળતાં દીલમાં ડરે છે, જેઓ પ્રજાનું રક્ષણ કરવામાં શ્રેય સમજતા, તેનાજ વંશજો પ્રજાનું ચોરવા–લુંટવાને લગાડવામાં આજે લક્ષ રાખે–રક્ષણ તે બદલે ભક્ષણકર્તા થઇ ભય ઉપજાવે, એ શું ઓછું ખેદયુક્ત છે? ગીરાશ હોય કે નહોય, થોડો હોય, અને ભાઇઓ-ભાગથી છેવટ નગરાસીયા થઈ જવા જેવી સ્થીતિ થઇ હોય, છતાં આંખ ઉઘાડીને જોતા નથી, અન્ય ઉદ્યોગે વળગવાની દરકાર કરતા નથી, બાળકોને કેલવણી આપતા નથી, અને અજ્ઞાન તીમીરમાં અટવાયા કરે છે, દુર્વ્યસન, દુરાચાર, આળસ, અને ઇર્ષ્યા તથા કુસંપથી કેવી વીપરીત દશામાં આવવું પડયું છે તે તપાસવાની તમા કરતા નથી, હવે તેમણે ચેતવું જોઇએ, હીતકરમાર્ગે વળવું જોઇએ, અને વિચારવું જોઇએ કે ઉન્નતિ શી રીતે થાય?

કૃપાવંત બ્રીટીસ સરકારે એ કોમની ઉન્નતિને માટે તેમને કેલવણી આપવા શાળાઓ સ્થપાવી છે, કેળવાએલા ગીરાશીઆને સારા દરજ્જાની નોકરી આપવા મહેરબાની કરે છે, અને કેલવણીના લાભ તેઓ પ્રત્યક્ષ જુએ છે, છતાં એ વર્ગ કેલવણી લેવાને લલચાતો નથી, આગળ પડતો નથી- આ શું ઓછું શોચનિય છે?

ઘણા તાલુકદાર અને ગીરાશીઆ "ખાળેડુચા ને દરવાજા ઉઘાડા" તેના જેવી નીતિ કેલવણીના સબંધમાં ગ્રહણ કરે છે, તેઓ પોતાના ગામમાં નિશાળ થાય એ જોવાને રાજી હોતા નથી, કેટલાક નીશાળ

હોય તો તે કાઢી નાખવાને કોશીશ કરે છે, એટલે વસ્તીનાં છોકરાંને ભણવા બેસવા દેતા નથી, ને પોતાનાં બાળકોને મોકલતા નથી. તેમાં તેમના બે હેતુ હોય છે, એકતો એ કે નિશાળના ખર્ચના બોજામાંથી બચીએ ને બીજું તેઓ એમ સમજે છે કે, જો વસ્તીના બાળકો કેળવાશે, તો અરજીઓ કરવા શીખશે, આ બાબત મહત્વની નથી છતાં નાહક પોતાની પ્રજાનું અહિત કરવામાં ઉત્સુક રહે છે, નીશાળ હોયતો કાઢી નાખવા, ન હોય તો નવી ન થવાદેવા મથન કરે છે. અને તેથી તેમનાંજ ફરજંદનું ભવીષ્ય બગડે છે.

મોટા સંસ્થાનીકોના કુંવરોને માટે આપણા દેશમાં રાજકોટ રાજકુમાર કોલેજ છે, સીવાય તેથી ઉતરતા તાલુકદારોને માટે, વઢવાણ, ગોંડલ, સાદરા અને ગોધરાની ગીરાશીઆ સ્કુલો યાને નાના પાયા ઉપરની કોલેજો અસ્તીત્વ ધરાવે છે તેમ હમણાં ગુજરાતના તાલુકદારી સેટલમેંટ ઓફીસર મી. ટપ્પર સાહેબે ગીરાશીઆના દીકરાઓ માટે આણંદ તથા ધંધુકામાં હોસ્ટેલ ખોલી ત્યાં તેમને રાખીને કેલવણી આપવાની યોજના કરી છે, આ રીતે નામદાર સરકારના અધીકારીઓને કાળજી છે પણ ગીરાશીઆઓ પોતાનાં સંતાનો માટે એટલી અને એવી કાળજી રાખતા નથી. તેમણે હવે મીથ્યાભિમાનથી મોકળા થઇ, બાપના કુવામાં બુડી મરવાની વાત બાજુએ રાખી જેમ બને તેમ પોતાની કોમમાં કેલવણીની વૃદ્ધી કેમ થાય? તેને માટે પુરતુ લક્ષ આપવાની આવશ્યકતા છે. અને જ્યાં કેલવણીની વૃદ્ધી થઇ ત્યાં અન્ય દુર્ગુણો દુર થશે. ઉન્નતિનો માર્ગ ખુલ્લો થઇ જશે, અને પરીણામે અભ્યુદયને પમાશે. એમાં કંઇ સંશય નથી.



# ચસમા !  ચસમા ! !

ખાસ વિલાયતથી મંગાવેલા ખરા **પેબલના ચસમા !** અમારા ત્યાંથી ઘણાજ સસ્તા ભાવથી મળશે. ડાક્તરી ચશ્માની પેટીમાંથી **આંખ** તપાસી **ચશ્માનો નંબર મફત** કાઢી આપવા માટે ખાસ અનુભવી ડૉકટર મારકન્ડરાય એમ. એલ. એમ. એન્ડ એસ. ને રોકવામાં આવ્યા છે. તે સીવાય મોતીઆના ચસમા તથા ચશ્માની ફ્રેમો, ઈલ્યુમીનીમ, રોલ્ડ-ગોલ્ડ, ફરેટ વીગેરે મળશે. દરેક જાતના **કંપાઉન્ડ ગ્લાસ** પણ અમારે ત્યાં મળે છે. અમારે ત્યાંથી લીધેલા પેબલના ચશ્માનો નંબર એક વરસ સુધી પૈસા લીધા વિના ફેરફાર કરી આપવામાં આવે છે. એક વરસ પછીથી અમારે ત્યાંથી લીધેલા ચશ્મા અગર જુના પેબલના ચશ્માનો નંબર ફક્ત એક રૂપિઆ લેઇ કાચ ફેરફાર કરી આપવામાં આવે છે. જૈનના સાધુ-સાધ્વીઓને નફો લીધા વિના **ચશ્મા** આપવામાં આવશે.

**ફતેચંદ દોલતચંદ શાહ.**

**પેબલના ચશ્મા તથા ઇંગ્રેજી દવા વેચનાર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

## रब्स बालामृत.

**રબ્સ બાલામૃત**—આ ઓસડ પીવામાં મધુર અને સ્વાદિષ્ટ હોવાથી છોકરાઓ હોંશેથી પીએ છે. આ દવા નબળાઈ થનારા છોકરાઓના રોગો ઉપર બહુજ અસરકારક હોવાથી તેનો ઘણોજ બહોળો ફેલાવો થયેલો છે. ને બચ્ચાઓના દરેક દરદોને માટે **રબ્સનું બાલામૃત** ઘણુંજ ફાયદાવાળું છે. **ફક્ત કીં. બાટલી એકના બાર આના.**

એજન્ટ, **ફતેચંદ દોલતચંદ્ર શાહ.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

રાજા રજવાડામાં વખણાતી **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** નામની ઉમદા દવા સરકારમાં રજીસ્ટર થયેલ છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆથી સંભાળજો. અને મારી બનાવેલી યાકુતી માત્ર રાજકોટમાં અમારાં ઔષધાલયમાંજ મળે છે.

## બાદશાહી યાકુતિ અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઇએ તો આ **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારની તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ભલામણ છે.—આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી યુનાની લેપ.

અમીર ઉમરાવોમાં વખણાતી ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને ગુપ્ત ભાગની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ.

**પરમીઆને એકદમ મટાડનાર દવા—પ્રમેહાંકુશ** જુના અથવા નવા પરમીઆને અમારી બનાવેલ **પ્રમેહાંકુશ** નામની દવા ત્રણ દિવસમાંજ ફાયદો બતાવે છે. ૧૬ પડીકીની ડબીનો રૂપીઆ દોઢ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકતર કાળીદાસ મોતીરામ.** **રાજકોટ.** કાઠીયાવાડ

# TAE BOMBAY TILE MART

## GULAMALI GUIAMHUSEN.

*21, BANK STREET FORT,*
*BOMBAY.*

**FLOORING TILES.**



orders for all marble, works, Table Todsn me tablets plan encautic flooring Tiles DADO white glazed & Broken mosaic tiles cenet Matalic cei ng Steel & galvanized wallpaper well execut d proaptly at M derate Pree.

આરસના સફેદ પાટીઆ, લાદી; કાળી આરસની લાદી ફરનીચરમાં દીવાલમાં, જમીનપરની સુશોભીત લાદીઓ પાલીસ કરવાનો સામાન; પ્રોમેઅમ ટાઇલીસ તથા બાથરૂમ અને મોરીમાં બેસાડવા લાયક સફેદ ચળકતી ૬+૬. લાદીઓ હાથ છાપ શીમીંટ દીવાલ પર જડવાના ફેન્સી વાલ પેપર રતીલની જડવાની શીલીંગ ઘણા કિફાયત ભાવે મલશે.

**ધી. બોમ્બે ટાઇલ માર્ટ.**

**ગુલામઅલી ગુલામહુસેન ૨૧. બેંકસ્ટ્રીટ, કોટ મુંબઇ.**

# સાચો કારિગર કોણ?

સત્તર ચાંદોની હારમાળા ધરાવનાર

# હરીચંદ મંછારામ એન્ડ સન

## તિજોરી વાળાનું ધડો લેવા જોગ પરાક્રમ.

જાહેર ખબરના ગોળાથી ભડકાવી મુકનાર સામે હેરતઉપજાવે તેવું સરટીફીકેટ વાંચો.

# સરટીફીકેટ

## અસલ તે અસલ જાનું તે સોનું છે.

એ કહેવત ખરી છે, તે અમો નીચે સહી કારનારા આ **મેસર્સ હરીચંદ મંછારામ** એન્ડ સનના કામથી પુરવાર કરી ચુકયા છૈએ અને તેથીજ આ સરટિફીકેટ આપીએ છએ.

અત્રેના ( મુંબઇ ) ગૌસ્વામી શ્રી **મહાલક્ષ્મી** વહુજી, મહારાજના મંદીરમાં વિલાયતી મેકરની નાની પણ ભારે કીંમતની ત્રિજોરીની દશ ચાવી ગુમ થઇ હતી, અને તેની અંદર મુકેલાં શ્રી ઠાકોરજીના કીમતી આભુષણો હતાં તથી તે ત્રિજોરી ખોલાવવા સારૂ કાએલ તાળા ચાવીવાળા બો-

લાવ્યા પણ તેઓ ફાવ્યા નહિ. બાદ **મેસર્શ ગોદરેજ** ના કારખાનામાં તિજોરી લઈ ગયા ત્યાં તેઓએ મોટા મશીનો વિગેરેથી તદબીરો રચી છતાં તિજોરી ઉઘાડી શકયા નહી. છેવટે હિન્દમાં સ્વદેશી તિજોરીઓનું બીજ રોપનાર **મેશર્સ હરીચંદ મંછારામ** એન્ડ સનના કારખાનામાં તિજોરી લઈ ગયા. તો તેઓએ અમારી સમક્ષ મોટી અજાયબીમાં આશરે એક (૧) કલાકમાં ત્રિજોરી ઉઘાડી અંદરનો અસબાબ અમારે સ્વાધીન કર્યો. વળી તે ફોડેલ ત્રિજોરીની કળો ચાવીઓ અને રીપેર કામ એવું એ સરસ બનાવી આપ્યું કે જાણે હાલ તરતજ વિલાયતથીજ તે મેકરની અહીં આવી છે. આ તિજોરીનું કામ તથા અંદરનું મીકેનીક કામ ખરેખર બરગલર પ્રુફ છે અને **મેશર્સ હરીચંદ મંછારામની** પોતાની તિજોરીઓનું પણ સર્વ કામ જોતાં તે પણ તેવુંજ મળતું અને ઘણુંજ યુક્તિ યુક્ત દેખી તેઓને ઘણી ખુશીથી ધન્યવાદ આપીએ છેએ માણસજાતી જાતિ ઉદયોગ અને જાતિ અનુભવથી કેવું અને કેટલું કામ કરી શકે છે તે આ ઉપરથી જોવાની અમને સંપુરણ તક મલી છે. મુંબઇ તા૦ ૪ થી માહે જાન્યુવારી સન ૧૯૧૧ વાર બુધવાર.

ગિરધરલાલ હરીલાલ મહેતા,
સોલીસિટર હાઇકોર્ટ.
**મનજી કેશવજી.**
**હિરજી વિસનજી.**

તે ગોસ્વામી શ્રી મહાલક્ષ્મી વહુજી મહારાજના વીલના એકઝીકયુટરો.

**હરીચંદ મંછારામ એન્ડ સન, ગુલાલવાડી, મુંબઈ.**

રત્નહારને માટે મળેલા થોડાક અભીપ્રાય તો જુઓ.

## કાઠીયાવાડ અને મહીકાંઠા ગેઝેટ

ઓફીસ—અમદાવાદ

# અભિપ્રાયો.

અમદાવાદ તા. ૨૧ માર્ચ ૧૯૧૧

**રા. રા. મોતીલાલ છોટાલાલ વ્યાસ**

મુ. અમદાવાદ.

"રત્નહાર" પુસ્તકની નકલ આપે ભેટ મોકલી તે ઉપકાર સાથે સ્વીકારૂં છું. એ પુસ્તકમાં સંગ્રહ કરેલા સુવચનો સામાન્ય વાંચનારને ઉપયોગી થઈ પડે તેવાં છે. વિષય રુચિકર છે અને ભાષા સરળ છે.

લિ. સેવક

**રમણભાઇ મહીપતરામ નીલકંઠ**

---

અમદાવાદ તા. ૨૧—૩—૧૧

રા. રા. મોતીલાલ છોટાલાલ વ્યાસનો રત્નહાર નામનો સંગ્રહ મેં જોયો છે એ પુસ્તકમાં વ્યવહારમાં ઉપયોગી ઘણાં સૂત્રો એકઠાં કરેલાં છે એમાં આપેલાં સૂત્રોમાં જાણીતા સત્યો છે તથાપિ એવો સંગ્રહ ઘણી વેળા માર્ગદર્શક બને છે અને સામાન્ય વાતો પણ મનુષ્યને પુનઃ પુનઃ કહેવાની જરૂર પડે છે એ મનુષ્ય સ્વભાવ છે માટે એવી બાબતો નકામી છે એમ માનવાનું નથી.

**લી. સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ.**

**નેક નામદાર ખુદાવીંદ આલી જનાબ મદારૂલ મહામ વઝીર સાહેબ બહાવદ્દીન ભાઈ સાહેબ જુનાગઢ—તરફથી લખે છે કેઃ—**

* * * આપે હમણાં પ્રસીદ્ધ કરેલ **રત્નહાર** પુસ્તક બારીકીથી જોતાં અમુલ્ય છે. અને તેથી નામદાર સાહેબે ગઈ રાત્રે તેને અથથી ઇતિ સુધી સાંભળી પોતાની ખરા અંતઃકરણવાળી ખુશી બતાવી છે. ને તે ઉત્તમ પુસ્તક પ્રકટ કરી જે બુદ્ધી બતાવી છે તેની કદરમાં આજે મનીઑરડર મારફતે રૂ. ૫૦) પચાસ મોકલું છું માટે સંભાળી રીસીટ મોકલવા મહેરબાની કરશો. * * *

* * * રત્નહાર પુસ્તક પ્રસીદ્ધ કરવામાં આપે બહુ સારૂ સ્તુતીપાત્ર શ્રમ લીધું છે. * * *

આપનો વિશ્વાસુ
**ઉસમાનખાં**
પ્રા. સે. ના. વ. સા.

આપ સાહેબે **રત્નહાર** ( પ્રથમાંક ) પુસ્તક છપાવ્યું છે તે મેં કોઈ પાસે મળી આવવાથી વાંચ્યું છે પુસ્તકની ભાષા સરલ અને વ્હેવારીક કામમાં ઉપયોગી થઈ પડે એવું ઉત્તમ છે. એટલુંજ નહીં પરંતુ આધીવ્યાધી અને ઉપાધિ રૂપી હરકતોમાં માણસ ગુંચાઈ પડયો હોય તેને શાન્તી આપનાર તથા સદ્દનીતિનું જ્ઞાન આપનાર અનુભવનો ઉદ્ગાર છે, જેવું નામ આપવામાં આવેલું છે તેજ પ્રમાણે પુસ્તક અમુલ્ય હમેશાં પાસે રાખવા લાયક છે જેથી આપના શ્રમને ધન્ય છે કે જેથી સાર્વજનીક કામમાં લોકોને આવો લાભ મળવાથી આપના કાર્યને ધન્યવાદ છે અને એવાં પુસ્તકોનો લાભ આપવાની

ઉન્નતિ ઇશ્વર આપને આપે એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે. બાદ લખવાનું કે રત્નહારના જેટલા અંક પ્રસિદ્ધ કર્યા હોય તેટલા વી. પી. બુકપોષ્ટથી આ પત્ર દેખત વળતી ટપાલે મારા તરફ રવાના કરવા કૃપાવંત થશો.

ફરીથી લખું છું કે "રત્નહાર" પ્રથમાંક અને બીજા જેટલા અંક છપાયા હોય તેટલા વી. પી. બુક પોષ્ટથી વળતી ટપાલે રવાને કરવા મહેરબાની થશે, * * *

**ચિમનલાલ મણીશંકર જોષી.—વડોદરા.**

## "સાધુ" માસીકના સમ્પાદકનો અભીપ્રાય.

# रत्नहार.

પાઠકવૃન્દ ? યહ પત્થરકા હાર નહીં કિન્તુ ગુજરાતી ભાષાકા એક પુસ્તક હૈ ૧૧ સત ઔર પ્રત્યેક સતમેં ૧૦૮ સર્વોત્તમ વિષય લિખ લિખ કર વાસ્તવમેં પૂરી માલા બનાદી હૈ. વિષયોંમેં કુત્તે બિલ્લીકી કથા નહીં હૈં કિન્તુ રોજકી વ્યવહારિક, ઇતિહાસિક, ઔર આત્મજ્ઞાન સંબન્ધી બાતેં હૈં, વાસ્તવમેં યહ પુસ્તક લિખકર ગ્રન્થ કર્ત્તાને ભારતકા બડાહી ઉપકાર કિયા હૈ. હિન્દીમેં ઇસકા અનુવાદ હોને યોગ્ય હૈ.

કાઠિયાવાડકે પરમભક્ત પ્રતાપી પુરૂષ શ્રીલાલાભગતજીકા સંક્ષિપ્ત વૃત્તાન્ત ઔર ઉનકે ગાદીકે સ્વર્ગીય આચાર્ય શ્રીભગવાનદાસજીકા સુન્દર ચિત્ર હૈ, ચિત્ર ક્યા હૈ માનો પ્રત્યક્ષ મૂર્તી હૈ, હમારી સમઝમેં જબ પુસ્તક એક મહાપુરૂષકા અર્પણ હૈ, તબ યહી "ફૂલહાર" નામ હોતા તો ઠીક, પરંતુ આચાર્યકા ચિત્ર દેખનેસે જ્ઞાત હોતા હૈ કિ આપને

સોનેકેભી:ભૂષણોંસે શરીરકો અલંકૃત કિયા હૈ. યહ દેખ આપકો રત્નહાર અર્પણ કર ગ્રન્થકર્ત્તાને અચ્છાહી કિયા હૈ.

પુસ્તકકી સફાઈ, છપાઇ, અક્ષરોંકી લુનાઇ ઇતની ઉત્તમ હૈ કિ અસ્સી વર્ષકા બુઢ્ઢા બિના ચશ્મા પઢ સકતા હૈ, પકકે પુટ્ઠેકે ઊપર સોનેકે નામ દેખ આંખોંમેં ચકા ચોંધ આતી હૈ, પુસ્તક લગભગ દોસૌ પૃષ્ટોંમેં પૂર્ણ ભઇ હૈ, રત્નહાર હોનેપરભી ઇસકી કીમત લાખ દો લાખ રૂપયે નહીં કેવલ સવા રૂપયા હૈ, હમારી સમઝમે સવા રૂપયે હારકી નિછાવર હૈ ઠીક મૂલ્યતો વાચકવૃંદ જૌહરી બનકર આ-પહી પરિક્ષા કરેંગે.

---

